ગુજરાત કાઠીયાવાડનો મશહુર જાદુગર

# મહમદ છેલ

ના દીલ ધડકાવનારા અદ્દભુત ચમત્કારો

---



—: પ્રકાશક :—

શ્રી હરીહર પુસ્તકાલય

ટાવર રોડ—સુરત.

આવૃતી બીજી ] પ્રત ૨૩૦૦ [ સંવત ૧૯૯૬ આશો

મુદ્રક—ગોવિન્દજી લલ્લુભાઇ નાયક,

શ્રી "અનાવિલ બંધુ" પ્રી. પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત

---

મુલ્ય આના પાંચ

અતિ અગત્યનું ચમત્કારીક પુસ્તક! જેની શોધ માટે સેંકડોની સંખ્યા ફાંફાં મારી રહી છે! તે-

તૈયાર છે ] તૈયાર છે [ તૈયાર છે

# જાદુ-મંત્ર-તંત્ર પ્રકાશ



આટલી બધી વસ્તુઓનો સમાવેશ છતાં કીમત દોઢજ રૂપીઓ. ટપાલ ખર્ચ અલગ. તાકીદે ખરીદજો વહેલો-તેજ પહેલો ગણાશે.

**શ્રી હરિહર પુસ્તકાલય, ટાવરરોડ-સુરત**

# અદ્ભુત જાદુગર

# મહમદ છેલું

## પ્રકરણ ૧ લું



વીરમગામ સ્ટેશન ઉપર આ વખતે જબરજસ્ત ધમાલ મચી રહી હતી. કાઠીયાવાડ મેલ આગલા સ્ટેશનેથી છુટી ગયાનો ઘંટ વાગી ચુક્યો હતો. ટીકીટ બારી ઉપર ટીકીટો લેવા માટે માણસો પડાપડી કરી રહ્યા હતા. કેટલાક લોકો બીસ્તરા પોટલાં લઈ સ્ટેશનની અંદર પ્લેટફોર્મ ઉપર જઈ રહ્યા હતા. કાઠીયાવાડ મેલ સ્ટેશનમાં આ વખતે દાખલ થયો. પેસેન્જરો ચઢવા ઉતરવા માટે એક બીજાને ધક્કા મુક્કી કરી જગ્યા ખોળતા હતા. આ વખતે ફર્સ્ટ કલાસના એક ડબ્બા પાસે જબરી ધમાલ મચી રહી હતી. આ ધમાલમાં કેટલાક પોલીસના માણસો પણ નજરે પડતા હતા. એ પોલીસના માણસો એક પાંચ ફુટ લાંબા અને રૂષ્ટપુષ્ટ પુરૂષને નીચે ઉતારવાની કોશીષ કરી રહી હતી. એ રૂષ્ટપુષ્ટ પુરૂષે કસ્તુરાબી ફેશનની ચાઈના સીલ્કની લુંગી પહેરેલી હતી. તથા ચાઈના સીલ્કનો સાફો માથે શોભી રહ્યો હતો. શરીર પર પણ એવાંજ રેશમી કપડાં પહેરેલાં હતાં. એ માણસને બધુંક તેને જોતાંજ ગણગણાટ કરવા લાગ્યાં. પોલીસના માણસો પેસેન્જરોને ત્યાંથી ખસી જવા માટે ધમકાવી રહ્યા હતા. તો પણ ત્યાં જમા થએલ માણસો ખસતા ન હતા. પોલીસે તેમને મુશ્કેલીથી

બાજુ ખસેડી ઉપર જણાવેલ માણસને સ્ટેશન માસ્તરની ઓફીસમાં લઇ ગયા એટલે ત્યાં જઇ પોલીસે ઉપર જણાવેલ ઇસમને વગર ટીકીટે મુસાફરી કરવા તથા સ્ટેશન ઉપર સુલેહનો ભંગ કરવાની કોશીષ કરવાનો આરોપ મુકયો એટલે સ્ટેશન માસ્તરે તેને પુછયું કે, તું શા માટે આવા ઉંચા દરજ્જાના કપડાં પહેરીને રેલ્વેને છેતરવાની કોશીષ કરતો હતો. ત્યારે તેણે કહ્યું કે "કોણ કહે છે કે મારી પાસે ટીકીટ નથી. તમારે કયાંથી કયાં સુધીની ટીકીટ જોઇએ છે ? તમે કહો તો ભાવનગરથી પુના, જામનગરથી મુંબઇ, પોરબંદરથી દીલ્હી, દ્વારકાથી મથુરાં, રાજકોટથી કલકત્તા, વીગેરે સ્ટેશનોની તમારે જોઇએ તેટલી ટીકીટો આપવા હું સમર્થ છું." એમ કહીને કોટના ખીસ્સામાંથી મુઠી ઉપર મુઠી ભરી તેણે સ્ટેશન માસ્તરના ટેબલ ઉપર ઢગલો કરવા માંડયો. તેણે લગભગ પાંચેક હજાર ટીકીટોનો એક ઢગલો કર્યો અને કહ્યું, "લો; તમારે જે ઠેકાણેની જેટલી ટીકીટો જોઇએ તેટલી લઇ લો." આ જોઇ સર્વ જોનારા દીંગ થઇ ગયા અને પકડી લાવનાર પોલીસના માણસોના મુખ કાળાં થઇ ગયાં. તપાસ કરતાં દરેકે દરેક ટીકીટ દરેક સ્ટેશનેથી આજનીજ તારીખની અપાયેલી હતી એટલે આ માણસ ત્યાંથી સર્વ જોનારાઓ તથા સ્ટેશન માસ્તરને સાહેબજી કરી પ્લેટફોર્મ ઉપર આવેલ પાન બીડીના સ્ટોલ પર જઇ ઉભો રહી ત્યાંથી સીગારેટ સળગાવી બાજુમાં પડેલ સ્ટુલ ઉપર મોજથી બેસી રૂમાલથી મુખ ઉપર હવા

નાંખવા લાગ્યો. ગાર્ડ ગાડી ઉપાડવા માટે સીટી ઉપર સીટી બજાવી રહ્યો હતો. અને એન્જીન ડ્રાઈવર પણ આમથી તેમ દોડાદોડ કરી રહ્યો હતો. આ સર્વ દેખી પેલો માણસ એમની બેચેની જોઇ છુપું હાસ્ય કરી રહયો હતો. એટલામાં એન્જીનનો ડ્રાઇવર દોડતો ગાર્ડ પાસે આવ્યો, તે આવી કાંઇ કહે તે પહેલાંજ ગાર્ડ ગર્જી ઉઠયો અને કહ્યું તમે કેવા બેવકુફ માણસ છો? ટાઈમ થઇ જવા છતાં હજી ગાડી કેમ ઉપડતી નથી? ત્યારે પેલા ડ્રાઈવરે કહ્યું ઘણીજ મહેનત કરવા છતાં પણ એન્જીન સ્ટાર્ટ થતું નથી. એન્જીન મશીનમાં કાંઈ પણ ખોડ ખાપણ તપાસ કરવા છતાં માલુમ પડતી નથી. શું કેમ રાસ્કલ એમ બગડી ગાર્ડ ડ્રાઈવર સાથે એન્જીન પાસે આવી એન્જીન ડ્રાઇવરની જગાએ ગુસ્સામાંને ગુસ્સામાં ગોઠવાઇ ગયો અને દરેક દરેક કોશીષ કરી પણ એન્જીન ત્યાંથી હરગીઝ એક તસુ પણ ખસ્યું નહિ એટલે કંટાળીને નીચે ઉતર્યો તથા આમતેમ એન્જીન નીચે જોવા લાગ્યો પણ કોઇપણ વસ્તુએ એન્જીનના વીલને આગળ કે પાછળ શી વસ્તુ એન્જીનને રોકી રહી છે તે જોવા લાગ્યો પરંતુ ત્યાં કોઇપણ વસ્તુ તેના જોવામાં આવી નહિ એટલે ત્યાંથી તે નિરાશ થઈ સ્ટેશન માસ્તરની ઓફીસ તરફ ઉતાવળો ઉતાવળો જવા લાગ્યો. ડ્રાઈવર પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. જેવો ગાર્ડ પેલા પાનબીડીના સ્ટોલ પાસેથી નીકળ્યો કે પેલા બેઠેલા માણસથી સહસા મોટેથી હસી દેવાયું અને ત્યાંથી ઉઠી હસતો હસતો ફર્સ્ટ કલાસના

ડબ્બામાં જઈ બેઠો એટલે ત્યાંથી મેલ ઉપડયો. ગાર્ડ અને ડ્રાઈવર એકદમ આ જોઈ દોડી જે ડબ્બો હાથ આવ્યો તેને ચોંટી ગયા. ગાડી ઘણી વેગથી દોડી રહી હતી. એ ગાડી જ્યારે બીજું સ્ટેશન આવ્યું ત્યારેજ તે ઉભી રહી. ફર્સ્ટ કલાસના ડબ્બામાંથી પેલો માણસ ઉતરી પડયો. એ માણસ અન્ય કોઈ નહિ પણ આપણી વાર્તાનો નાયક મહંમદ છેલ હતો.

## પ્રકરણ ૨ જું.

પ્લેટફોર્મ ઉપર ઉતરી સ્ટેશન બહાર નીકળી ગામ તરફ છેલ પગે ચાલતો રવાના થયો. ચાલતાં ચાલતાં એક ઠેકાણે ઘણા માણસોને એકત્ર થયેલા તેના જોવામાં આવ્યા એટલે કુતુહલને વશ થઈ આપણો મશહુર કથા નાયક પણ એ ટોળામાં શું છે તે જોવા ભેળાયો. તેમાં ભેળાઈ તેણે જોયું તો એક મદારી પોતાના ત્રણ માણસો સાથે જાદુઈ ખેલ કરી બતાવવાની જાહેરાત કરતો હતો. અને કહેતો હતો કે, "હું ચીન, જાપાન, જાવા, હિન્દુસ્તાન કામરૂદેશ, ઈંગ્લેન્ડ, અમેરીકા, આફ્રીકા વિગેરે દેશોમાં ફરી ત્યાંના સર્વ જાદુ હું શીખી આવેલ છું. કોઈપણ જાતનો જાદુ હું ટુંક મુદતમાં વાળી શકું છું અને મોટા મોટા જાદુગરોને મ્હેં નીચું જોવડાવ્યુ છે. અર મારી સ્હામેથી તેમને ભાગતા ભોંય ભારે પડી છે." એમ કહી તેણે પોતાનો ખેલ સરૂ કર્યો. "જુઓ ભાઈ આ મારો માણસ છે તેનું હું તમારા દેખતાંજ હરણ બનાવી દઉં છું" એમ કહી તેણે એક ખીલો જમીનમાં ઠોકી તેનાથી એક મજબુત સુતરની દોરી બાંધી પેલા

પોતાના માણુસના ગળામાં બાંધી દીધી. તેને જમીન ઉપર બેસાડી એક મોટો કરંડીયો ઢાંકી ડુગડુગી વગાડવા લાગ્યો અને વાંસળી બજાવતો તેની આગળ પાછળ ફરવા લાગ્યો. એવી રીતે ત્રણુ ચાર વાર આંટા તે કરંડીયાની આગળ પાછળ ફર્યો અને પછી તેણે ભોંય ઉપરથી ચપટી ધુળ લઇ ફુંક મારી કરંડીયા ઉપર નાખી તથા પોતે જે વાંસળી બજાવતો હતો તેને પણ ત્રણ ચાર આંટા ફેરવી કરંડીયા ઉપર મારી એટલે કરંડીયો આસ્તે આસ્તે ઉંચો થવા લાગ્યો અને જોતજોતામાં કરંડીયાની નીચે હરણ ઉભેલું હોય એમ માલુમ પડ્યું એટલે મદારીએ કરંડીયો ઉપરથી ઉંચકી લીધો અને મ્હોટેથી પોતાના વખાણ કરતો બોલ્યો કે કોઇ પણ જાદુગર તમારા ખ્યાલમાં હોય તો તેને અહીંયા લઇ આવો કે તેને હું જોઉં કે એનામાં મારી સામે ઉભા રહેવાની તાકાત છે કે કેમ એમ કહી હરણની ચારે બાજુ આંટો મારીને પોતાની જગ્યાએ આવી ઉભો રહ્યો એટલે પબ્લીકમાંથી એક અજાણ્યો માણસ મદારીની સામે આવી ઉભો રહયો એટલે મદારીએ પુછ્યું કે તું કોણ છે?

પેલા માણસે કહ્યું—હું માણસ છું.

મદારી—તું શા માટે આવ્યો છે?

પેલા માણસે કહ્યું—જાદુ બતાવવા.

મદારી—તું શું જાણે છે?

પેલો માણસ—સઘળું.

મદારી—મારી ઉપર જાદુ ચલાવ.

એટલે પેલા માણસે ભોંય ઉપર એક કુંડાળું કરી કુંડાળાની વચ્ચે ચોકડી કરી ચાર ખાનાં પાડી ચારે ખાનાની અંદર સીંદુર પુરી વચ્ચે ચોકડીમાં લીંબુ મુકી ચપટી ભરી ધુળ લઈ ફુંક મારી મદારી તરફ ફેંકી એટલે મદારી હસતો હસતો જયાંનો ત્યાંજ ઉભો રહ્યો અને ખી....ખી....કરતો વ્યંગમાં બોલ્યો કે, બડા આયા જાદુવાલા. એટલે પેલા આદમીએ ખીજમાંને ખીજમાં બીજી ચપટી ભરીને મદારી ઉપર ફેંકી એટલે મદારી બોલ્યો કે તું તો શું પણ તારા જેવા હજારો જાદુગરોને મેં ભુ પીતા કર્યા છે અને પ્રેક્ષકો તરફ જોઈ ફરી કહેવા લાગ્યો કે આને પણ કહો તો સસલું બનાવી દઉં. એમ કહી જાદુગરોને જેમ આવે તેમ ગાળો દેવા લાગ્યો, એટલે આપની કથાનો નાયક 'મહંમદ છેલ' એકદમ લાલ પીળો થઈ વચ્ચે આવી ઉભો રહ્યો, અને કહેવા લાગ્યો કે તમો બંને જણા એકબીજાના મળતીયા હોઈને ખાલી ખોટા ખોટા ઢોંગ કરી લોકોને છેતરવાને આ તરકટ ઉભું કરી રહ્યા છો. તો તું એવો મોટો જાદુગર છે તો એને નહિ પણ મને સસલું બનાવી દે તો ખરો જાદુગર જાણુ. નહિ તો પછી તારે આ ધંધાથી હાથ ધોઈ નાંખવા પડશે. જો કબુલ હોય તો થા તૈયાર અને ચલાવ તારો જાદુ. એટલે મદારીએ મોરલી લઈ વચ્ચે એક આંટો મારીને પોતાની મુળ જગ્યાએ આવી ઉભો રહ્યો અને છેલની તરફ તાકીને જોઈ રહ્યો. એની આંખોએ મહંમદને ઓળખવામાં ગંભીર ભુલ કરી હતી.

મદારીએ છેલ સામે જોઇ માથાના વાળ બે આંગળી વચ્ચે રાખી વળ દેવા લાગ્યો. દાંત કરડીને ભોંય પરથી ચપટી ધુળ લઇ ફુંક મારી છેલ ઉપર ફેંકી અને સામે તાકી રહ્યો પણ છેલને કશી પણ આંચ આવી નહિ. એતો એની જગ્યાએ ઉભો ઉભો હસી રહ્યો હતો. એટલે મદારીએ જુઠા જુઠા હોઠ ફફડાવીને છેલ તરફ જોઇને કહેવા લાગ્યો કે હવે જીવવાની આશા હોય તો અહીંથી ચાલતી પકડી. જા નહિતર પસ્તાવું પડશે એટલે છેલ બોલ્યો કે થાકી ગયો કે કેમ ત્યારે મદારીએ રહ્યું કે મને તારી દયા આવે છે–ત્યારે છેલે કહ્યું દયા તારી કે મારી તે હમણાંજ પબ્લીક જોઇ શકશે. તારે જે કાંઇ અજમાવવું હોય તે અજમાવી લે નહિતર મનની મનમાંજ રહી જશે. આ સાંભળી મદારીના ટાંટીયા ઢીલા તો થઇ ગયા હતા પણ પબ્લીક હાંસી ન કરે તે માટે છુટવાને વ્યર્થ ફાંફાં મારી રહ્યો હતો. પણ છેલના વાક્‌ચાતુર્યથી છેલ્લી ડીગ્રીપર આવી એક વખત પોતાનો જાદુ અજમાવી જોવા મન દ્રઢ કર્યું. ઝોળીમાંથી કંઇક ગોળી જેવું કાઢી મોઢામાં મુકી નીચેથી ધુળની ચપટી ભરી હોઠ ફફડાવી ત્રણ ચાર વખત ફૂંક મારી છેલ ઉપર એવા તો જોસથી નાંખી કે ચક્કર ફરીને પોતેજ પબ્લીકના માણસ ઉપર પડયો. પબ્લીકે આડા હાથ રાખી તેને પડતાં બચાવી લીધો. આ જોઇને પબ્લીક ખડખડાટ હસવા લાગી અને કંઇક માણસો તો પોતાના મનમાંને મનમાં તેના પર સરસ્વતી વર્ષાવી રહ્યા હતા. અને આપણો છેલ તેની નાદાની ઉપર

પોતાની જગ્યાએ ઉભો ઉભો હસી રહ્યો હતો. મદારીને હવે મહંમદ છેલે કહ્યું કે હવે તું તારા ગુરૂનું સ્મરણ કરી લે. હવેથી તારે આ ધંધો કરવાની જરૂર નહિ રહે કારણ કે તારા ઉપર પરમેશ્વરની પુરી મહેરબાની છે એમ કહી ખીસ્સામાંથી ચીરૂટ કાઢી તે સળગાવી બે ત્રણ દમ જોરથી મારી ધુમાડાના ગોટા કાઢવા લાગ્યો. બે મીનીટ બાદ ચીરૂટ ફેંકી બે હાથ મસળી જમણે પુંક મારી ભોંય ઉપર પોતાનો જમણો હાથ ધરી મદારી તેના સામે જોઈ બોલ્યો કે આ હાથ સામે બરાબર સ્થિર નજર કર એટલે મદારી તેના હાથ સામે તાકી રહ્યો જોતાં જોતામાં તેના ચહેરાના રંગ બદલાવા લાગ્યા અને બે ત્રણ સેકંડમાં તો તે આંખોના ડોળા કાઢવા લાગ્યો અને એકદમ બે હાથ ઉંચા કરી બુમ પાડી ઉઠયો કે ઉભો રહે! ઉભો રહે! હું હમણાજ આવું છું એમ કહી એકદમ દોટ મુકી પબ્લીકની વચ્ચે થઈ સીધે રસ્તે દોડવા લાગ્યો. તે દોડતાં દોડતાં ઉપર મુજબની બુમો મારી રહ્યો હતો. પબ્લીક તો આ દ્રષ્ય જોઈને છક થઈ ગઈ હતી અને થોડા લોકો તો એમ જાણતા હતા કે હમણાં પાછા આવશે પણ એ ધારણા પાર પડે તે પહેલાં તો મહંમદે પેલા હરણને પકડી અદ્ધર ઉપાડી પબ્લીક ઉપર ફેંક્યું કે તરતજ તે માણસ થઈ મદારીની પાછળ ચાલ્યા ક્યાં જાવ છો! ક્યાં જાવ છો! કરતો તે પણ મદારી પાછળ દોડવા લાગ્યો. પબ્લીક તો એના તરફ તાકી રહી એટલે મહંમદ છેલ એક હોટલ તરફ જવા લાગ્યો. આ જોઈ મદારીનો સામાન જે જેને ફાવે તેમ ઉપાડી રસ્તે પડયા.

૨૨૪૩૮

## પ્રકરણ ૩ જું.

સવારના દશ વાગ્યાના સુમારે ધોલા જંકશનથી અમદાવાદ આવવાની ટ્રેઇન ઉપડી ચુકી હતી. થર્ડ કલાસના સર્વ ડબ્બાઓ પેસેન્જરોથી ચીક્કાર ભરાયલા હતા. ગાડીને સ્ટેશન છોડયાને પાંચેક મીનીટ વીતી હસે એવામાં એક થર્ડ કલાસના ડબ્બામાં છેલ અમદાવાદ તરફ આવી રહ્યો હતો. કંઇક યાદ આવ્યું હોય એમ કરી સામે બેઠેલા એક સુવાન ગૃહસ્થને પુછ્યું કે કેટલા વાગ્યા છે? એટલે તરતજ પેલા ગ્રહસ્થે ખીસામાંથી ઘડીયાળ કહાડી ટાઇમ જોઇ કહ્યું કે દશને દશ મીનીટ થઇ છે ત્યારે મહંમદ બોલ્યો કે આપનું ઘડીયાળ સારૂં અને સુંદર છે. આપે કયાંથી ખરીદયું હતું? ત્યારે તે ગ્રહસ્થ બોલ્યો કે સુરતની "ચોકસી વોચ કું." માંથી ખરીદ કર્યું છે. મહંમદે કહ્યું કે એની શી કીંમત આપી હતી? ગ્રહસ્થે કહ્યું કે એના સાડાબાવીસ રૂપીયા આપ્યા હતા. ઘડીયાળનાં ઉપલાં બંને પડ ચાંદીના હતાં. મહંમદ કહે કે જરા જોવા આપશો? પેલા ગ્રહસ્થે છેડા સાથે ઘડીયાળ મહંમદના હાથમાં મુકયું. એટલે મહંમદે ચારે બાજુ તપાસી બારી બહાર નજર કરી ઘડીયાળનો છેડા સાથે જોસથી બહાર ઘા કર્યો. એક ઝાડ સાથે ઘડીયાળ અથડાતાં ઘડીયાળના ભુકેભુકા ઉડી ગયા. આ જોઇ સર્વ પેસેન્જરો મહંમદના મ્હોઢા સામે જોઇ રહ્યા. પેલો ગ્રહસ્થ તો લાલ પીળો થઇ બરાડા પાડી મહંમદ સામે ગર્જવા લાગ્યો. અરે કમબખ્ત આદમી

મારૂં ઘડીઆળ અત્યારેને અત્યારે આપી દે નહિતર હું તને પોલીસને સ્વાધીન કરીશ એમ કહી ચારે તરફ નજર કરી સર્વ પેસેન્જરોને કહેવા લાગ્યો કે તમો સર્વ સાક્ષી રહેજો કે આ સખસે મારૂં ઘડીયાળ ચાલતી ટ્રેને બહાર ફેંકી દીધું છે. સર્વ કહેવા લાગ્યા કે હા, હા હમોએ એ નજરોનજર જોયું છે. આ માણસ કોઇ પાગલ જેવો દેખાય છે માટે એને તુરતજ પહેલા સ્ટેશને પોલીસને સ્વાધિન કરવો એમ કહી જેમ ફાવે તેમ વાતો કરવા લગ્યા. અત્યાર સુધી મહંમદ સર્વ વાતો સાંભળી રહ્યા હતો. તે હવે હસતો હસતો ઉભો થઇ કહેવા લાગ્યો કે કોણ કહે છે કે મેં ઘડીયાળ ફેંકી દીધું છે સર્વ સાથે બોલી ઉઠયા અમે, અમે. એટલે મહંમદે ચારે તરફ જોઇ એક કાઠીયાવાડી ભરવાડ જેવા દેખાતા માણસ તરફ જોઇ કહ્યું કે તમારા ઘડીયાળનો ચોર તો આ બેઠો સામે! એમ કહી ભરવાડ સામે આંગળી ચીંધી. એટલે ભરવાડ ગર્જી ઉઠયો. હેવરે તોરી ભેણુને આણા મારૂં ખોટું નામ કાય સારૂ લેતોછ. ઘરીયાર તો તે બાર ફેંકી દીધુંછ. મારૂં ખોટું નામ દીધુંછ તો ડાંગ મારી હડો ભાંગી નાખીસ, એટલે મહંમદ હસતો હસતો કહેવા લાગ્યો કે એ ભરવાડની પાઘડીમાંજ તમારૂં ઘડીયાળ છે એટલે સર્વ પેસેન્જરો એક સાથે કહેવા લાગ્યા કે અરે નફફટ માણસ તને શરમ નથી આવતી કે ઘડીયાળ નાખી દઇ કોઇ ઉપર ખોટો આક્ષેપ મુકે છે. તને તો અત્યારે અશ્કરી સુઝે છે પણ સ્ટેશન આવતાં મોઢું કાળું થઇ જશે

મહંમદ છેલ–તમો ભરવાડની પાઘડી તપાસો.

ગ્રહસ્થ–ઘડીયાળ તો તેં નીચે નાખી દીધું અને પાઘડી શું કેમ તપાસું

ભરવાડ–કોઇ પાઘડીને તો હાથ લગાડે.

ત્યારે સર્વ પેસેન્જરોમાંથી એક મહંમદનુ નામ સાંભળેલ માણસ મહંમદ સામે જોઇ રહ્યો અને એને પીછાણી ગયો એટલે પેસેન્જરો તરફ ફરી કહેવા લાગ્યો કે એ માણસ જે કહે છે તે ખરૂં છે કે ખોટું તેની આપણે તપાસ કરીએ. એટલે થોડા આદમીઓ ભરવાડને કહેવા લાગ્યા કે તું જોતો ખરો કે ખોટા પડવાનો વખત ન આવે. ત્યારે ભરવાડે પાઘડી માથા ઉપરથી ઉતારી ખોળામાં મુકી તો પાઘડીની અંદર ઘડીયાળ છેડા સાથે ચાલુ સ્થિતિમાં પડેલું જોતાંજ મોહું શ્યામ થઇ ગયું, હાથ ઢીલા થઇ ગયા અને ભાંગ્યાં તુટયા શબ્દોમાં કહેવા લાગ્યો કે હા ભાઇછાબ ઘરીયાર છે. એટલે એક પેસેન્જરે પાઘડીમાંથી છેડો પકડી ઘડીયાલ ઉચું કર્યું કે તરતજ પેલો ગ્રહસ્થ ઉઠીને ભરવાડ પાસે આવી ઘડીયાલ જોવા લાગ્યો. એટલે મહંમદ બોલી ઉઠયો કે ઘડીયાલ બરાબર તમારૂં જ છે કે કેમ તે તપાસી લેશો. એટલે પેલો ગ્રહસ્થ બોલ્યો કે હા ઘડીયાળ મારૂં પોતાનુંજ છે મહંમદ કહે ના હોય તમારૂં. ઘડીયાલ તો નીચે ફેંકી દીધું હતું ને એ તો બીજા કોઇનું હશે તો તમારે પસ્તાવું પડશે. ગ્રહસ્થ કહે નહિ મારૂંજ છે. મહંમદે કહ્યું તો તમોને મુબારક. પેલા ગ્રહસ્થે સંભાળપૂર્વક

પોતાના ખીસ્સામાં મુકીને પાછો ખીસા ઉપર હાથ મુકી ખાત્રી કરી જોઇ અને શાંત થઇ બેસી ગયો. આ દેખાવ જોઇ સર્વ પેસેન્જરો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા હતા અને મહંમદના સામે તાકી તાકીને જોઇ રહ્યા હતા. એમાંના કેટલાક વ્હેમી પેસેન્જરો તો કોઇ ગજવાં તો કોઇ પાકીટ તો કોઇ બીસ્તરા વિગેરે છુપી રીતે તપાસી રહ્યા હતા. પાંચેક મીનીટ થઇ હશે એટલામાં મહંમદની સામેની સીટ ઉપર એક સુરતી લાલા જેવો દેખાતો ઇસમ ઉઠીને જાજરૂ તરફ ચાલવા લાગ્યો. અને ચાલતાં ચાલતાં સેકન્ડે સેકન્ડે પોતાના જમણા હાથની ટચલી આંગળીએ પહેરેલી વીંટી તરફ નજર કરી રહ્યો હતો. જાજરૂમાંથી પાછો નીકળી મહંમદની પાછળની સીટે જઇને બેઠો આ બીના મહંમદથી અજાણી ન હતી એટલે પછળ ફરી વીંટી તરફ નજર કરી લીધી એટલામાં તો તરતજ વીંટી ગુમ થઇ ગઇ. પેલો આદમી બૂમ પાડી મહંમદ સામે આવી ઉભો રહ્યો અને કહેવા લાગ્યો કે મારી વીંટી આપી દયો.

મહંમદ–કેવી વીંટી? કેવી વાત? તું તો કોઇ ગળે પડુ જણાય છે. એમ તો તારી માફક કોઇ મને કહેશે કે મને મારી બૈરી આપી દયો તો હું એવું માની લઇશ?

સુરતીલાલા–તેંજ મારી વીંટી ગુમ કરી છે.

મહંમદ–કોણે કહ્યું?

સુરતીલાલા–હું કહું છું.

મહંમદ–જોયો મને ગુમતેરંત? કાં છે

સુરતીલાલા—ઘડીયાળની માફકજ તેં વીંટી ગુમ કરી છે.

મહંમદ—મેં તારી વીંટી જોઇજ નથી. તારી પાસે શું પુરાવો છે કે વીંટી હતી?

સુરતીલાલા—મારી પાસે સુરતના ચોકસીનું પાંચ દીવસ પહેલાનુંજ બીલ મારી પાસે મોજુદ છે. અને મારી વીંટીમાં રૂા. પોણોસોનો એક હીરો છે. એમ કહી ખીસ્સામાંથી બીલ કાઢી પેસેન્જરો તરફ ઉંચુ કરી બોલ્યો કે જોઇ લ્યો આ રહ્યું. એટલે પેસેન્જરોમાંથી એક માણસે બીલ તપાસી જોયું તો પાંચ દીવસ પહેલાંનુંજ બીલ હતું. તે તેને પાછું આપ્યું એટલે સુરતીલાલા કહેવા લાગ્યો કે લાવો મારી વીંટી.

મહંમદે કહ્યું અરે ભલા માણસ વીંટી તો તારી પાસેજ છે ને તું મને શા માટે ગળે પડે છે? જો તારા કોટના ડાબી તરફના ઉપલા ખીસ્સામાં એટલે પેલાએ ખીસ્સામાં જોયું તો વીંટી તેમાં હાજર હતી. એટલે છે એમ કહી ચાટ પડી ત્યાંજ બેસી ગયો. એના મનમાં તો એમજ થતું હતું. કે ક્યારે સ્ટેશન આવે અને હું ડબ્બો બદલી નાખું. કેટલાક પેસેન્જરો પણ એવોજ વીચાર કરી રહ્યા હતા એટલામાં તો ગાડી સ્ટેશનમાં પ્રવેશી. સર્વે પેસેન્જરો પોત પોતાનો સામાન નીચે ઉતરવાની તૈયારી કરવા લાગ્યા પણ ગાડી ઉભી રહેતાંજ મહંમદ છેલ પ્લેટફોર્મ ઉપર ઉતરી પડયો એટલે સર્વ પેસેન્જરોનો જીવ નીચે બેઠો.

## પ્રકરણ ૪ થું.

સુરતનો ઉપડેલ કાઠીયાવાડ એક્ષપ્રેસ નર્મદા નદીનો પુલ ઓળંગી ભરૂચ સ્ટેશનમાં દાખલ થયો. પેસેન્જરોએ

ચઢવા ઉતરવા માટે ધમાલ મચાવી મુકી હતી. આ વખતે આપણી વાર્તાનો નાયક મહંમદ છેલ આ સ્ટેશનના પ્લેટ-ફોર્મ ઉપર દેખાયો. તે પણ બીજા માણસો સાથે આજ ગાડીમા થર્ડ કલાસના ડબ્બામાં અમદાવાદ જવા સારૂ બેઠો. થોડી વારે એન્જીને સીટી મારી અને ટ્રેઇન ઉપડી. તેજ વખતે મહંમદ સર્વથી છેલ્લા ડબ્બામાં બેઠેલો હતો. ગાડી ઉપડી તેજ વખતે ટીકીટચેકર ટી. ટી. પણ એજ ડબ્બામાં ટીકીટ ચેક કરવા ચઢી આવ્યો. આવતાંજ મહંમદ પાસે તેણે પહેલીજ ટીકીટ માંગી. મહંમદ જાણે ઉંઘમાંથી જાગૃત થઇ જેમ કોઇ જુવે તેવી રીતે તેના મુખ તરફ જોઇ રહ્યો ત્યારે ટી ટી.એ કહ્યું ટીકીટ લાવ, સુનતા હૈ કે નહિ? એટલે એટલે મહંમદે ઝટ ઉત્તર આપ્યો કે નથી.

ટી. ટી.-(અધું ગુજરાતી અને અધું હીંદીમાં બોલતાં) કેયું નહિ હય?

મહંમદ – મરજી

ટી. ટી – મરજી તુમ્હારે ઘર ચલાના યહાં નહિં.

મહંમદ – અચ્છા.

ટી.ટી. – કીધરસે આતે હો?

મહંમદ – ભરૂચસે

ટી ટી. – ટીકીટ કયું નહિ લાયા

મહંમદ – હમ ટીકીટકો કભી નહિ છુતે

ટી ટી.–ઠીક હૈં એમ કહી બીજાઓની ટીકીટો તપાસી મહંમદની બાજુમાં આવી બેઠો. જાણે કોઇ અજાણ્યો મનુ-ષ્ય તમાસો જોતા હોય એવી રીતે ઘડીકમાં પગ સામે તો

ઘડીકમાં મોઢા સામે તો ઘડીકમાં આંખ સામે તે ટીકી ટીકીને બારીક નજરે નીહાળી રહ્યો હતો. અને મહંમદ એક ગાંડા માણુસની માફક ચેષ્ટા કરી રહ્યો હતો. ટી. ટી.ના મનમાં તો એમજ હતું કે આ કોઇ બદમાશ ઉઠાવગીર હાવો જોઇએ જેથી મારી પાસેથી ખસવાને ફાંફાં મારી રહ્યો છે. તેથી ટી. ટી. પોતાના મનમાં ફૂલાતો હતો કે હું આને પકડાવીને સારૂં ઇનામ મેળવી શકીશ. તે એક ડીટેકટીવની માફક તેના ઉપર નજર રાખી બેસી રહ્યો હતો. ગાડી સપાટાબંધ એક પછી એક સ્ટેશનો વટાવતી વીશ્વામિત્રી સ્ટેશન છોડી વડોદરા મોટા સ્ટેશનમાં દાખલ થઇ કે તરતજ ટી. ટીએ બહાર નજર કરી, બારણું ખોલી એક મોટા પોલીસ અમલદારની માફક તેણે મહંમદને કહ્યું, ચલો ઉતરો હમેરી સાથ ઓફીસમેં આવ." તરતજ મહંમદે નીચે ઉતરી તેની પાછળ ચાલવા માંડયું. સર્વ ઓફીસો વટાવી તેઓ એક નાનકડી ઓફીસ આગળ આવી ઉભા રહ્યા. ટી. ટી એ બારણું ખોલી મહંમદને અંદર લીધો અને પોતે એક ખુરસી ઉપર બેઠો કે તરતજ મહંમદ પણ બાજુમાં એક ખાલી પડેલ ખુરસીમાં ગોઠવાયો. થોડી વારે ઓફીસની અંદર ત્રણ માણસો દાખલ થયા. જેને જોતાંજ ટી ટી.એ ઉભા થઇ સલામ કરી જેમાં એક તો રેલ્વેના ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ હતા. તેઓ અચાનક કોઇ કામસર વડોદરા આવેલા હતા. અત્યારે મુંબઇ જવા માટે તેઓ સ્ટેશને આવેલા હતા. ગાડીને વાર હોવાથી તેઓ અચાનક ત્યાં વિશ્રાન્તી અર્થે આવી ચઢયા

હતા. તેની સાથે એક તો વડોદરા સ્ટેશનના વડા માસ્તર હતા અને ત્રીજો માણસ ગાર્ડ હતો. ત્રણે જણા એક પછી એક આવી ખુરશીઓ ઉપર બેઠા એટલે ટી. ટી.એ મહંમદ સામે આંગળી કરી સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ સામે જોઈ કહ્યું કે – આ માણસ કોઈ ઉઠાવગીર જેવો દેખાય છે અને રેલ્વેમાં વીધાઉટ ટીકીટે મુસાફરી કરતાં પકડાયો છે. એટલે સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબે મહંમદને કહ્યું – કીધર રહેતે હો ?

મહમદ–ઇધર હી.

સાહેબ– કીધરસે આતે હો ?

મહંમદ –ઇધર સે.

સાહેબ – ( ખીજાઇને ) કીધર જાના હૈ?

મહમદ–ઇધર હી.

સાહેબ–(ખીજાઇને)કયા બકતા હો,સીધા સીધા જવાબ દો.

મહમદ–સચ કહેતા હું.

આ અરસામાં ગાડીની વ્હીસલ થઇ કે તરતજ ગાર્ડ ઉભા થઇ બહાર જોયું તો એન્જીન ચાર ડબ્બાઓને લઇને અમદાવાદ તરફ રવાના થતું માલમ પડયું અને બાકીના ડબ્બાઓ પાછા ભરૂચ તરફ પુરપાટે વગર એન્જીને જતા જોયા જેથી ગભરાઇને તેણે સીટી ઉપર સીટી મારી બુમાબુમ કરી આખું સ્ટેશન ગજાવી મુકયું અને પેસેન્જરોએ આ કૌતુક જોઇને કોલાહલ કરી મુકયો. ગાર્ડ એકદમ ગભરાઇને ટેલીફોન ઓફીસમાં જઇને દરેક આગળ પાછળના સ્ટેશનો પર ટેલીફોનથી ખબર કરી કે એન્જીન અચાનક ચાર

ડબ્બા લઈ એ તરફ આવે છે તેને રોકો અથવા તેને અકસ્માતથી નીચે ઉતારી પાડો, અને આગળના સર્વ સ્ટેશનોએ ખબર કરી આ તરફ આવતી ગાડીઓ અટકાવશો. કોઇની હીસાબે એન્જીન રોકશો. "એવીજ રીતે ઇટોલા, મીયાગામ, પાલેજ વીગેરે સ્ટેશનોએ પણ પરત ગયેલ ડબ્બાઓ રોકવા તેણે ટેલીફોન કરી દીધા અને તરતજ દોડતો દોડતો છેલ હતો તે ઓફીસમાં આવી ધ્રુજતો ધ્રુજતો કહેવા લાગ્યો કે એન્જીન ચારેક ડબ્બાઓ લઈને અમદાવાદ તરફ જતું રહ્યું છે અને બાકીના ડબ્બાઓ ભરૂચ તરફ વગર એન્જીને જતા રહ્યા છે એટલે સાહેબે કહ્યું કે તેને રોકવા માટે ચારે તરફ દરેક સ્ટેશને ટેલીફોન કરી દો." ગાર્ડે કહ્યું કે કરી દીધા છે એટલે તરતજ ચારે જણા ઉઠીને ઓફીસ બહાર પ્લેટફોર્મ પર આવ્યા. મહંમદ પણ તેમની પાછળ પાછળ આવ્યો. ત્યાં પેસેન્જરોની જબ્બર ગીરદી જામેલી હતી. કોઈ હસતા હતા તો કોઈ તાળીઓ પાડતા હતા. આ પાંચે જણને જોઈ સર્વ ચૂપ થઈ ગયા. એ ગીરદીમાં ધક્કામુક્કી કરી એક અપટુડેટ કપડામાંજ સજ થયેલો માણસ ત્યાં આવી મહંમદ સાથે સેકહેન્ડ કરી કહેવા લાગ્યો કે-ઓહોહોહો સાહેબ આપ અહીં કયાંથી ? આસ્માનકી પરી જમીંનપે કહાંસે આઇ હે; યે તુમ્હને કયા ગરબડ કર દીયા હે ! ઇસસે તો બડા જુલમ હો જાયગા "એટલે સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ આની વાત પરથી પારખી ગયો કે આ માણસે પહેલાં વીરમગામ

સ્ટેશને પણ ગાડી રોકી હતી અને પાંચેક હજાર ટીકીટ કાઢી હતી તેજ આ હોવો જોઇએ એટલે તે ટી.ટી. તરફથી ક્ષમા યાચવા લાગ્યો અને કહેવા લાગ્યો કે આ માણસે આપને ન ઓળખવાથી એની ભુલ થયેલી છે તે માફ કરશો અને જલ્દીથી ગાડી પાછી અહીં આવે તેમ કરશો કારણ કે અમારે સર્વને નોકરીથી તેમજ જીંદગીથી હાથ ધોઇ નાંખવા પડશે. માટે મહેરબાની કરી કંઇ પણ નુકસાન કે જાનમાલની ખુવારી થાય તે પહેલાં ગાડીનો બંદોબસ્ત કરશો અને આજથી આપને હું મુંબઇથી ગુજરાતની કોઇ પણ ટ્રેઇનમાં ગમે ત્યાં જવા આવવા માટે તમને કોઇ ન રોકે તેવો બંદોબસ્ત કરી આપું છું." એમ કહી ખીસ્સામાંથી એક ચાદ જેવી દેખાતી વસ્તુ કાઢી મહમદના કોટ ઉપર પોતાના હાથેજ ભેરવી દીધી. આ વીધી પુરો થયો એટલે ફરી પાછો શોરબકોર અને કોલાહલ થવા લાગ્યો કે ગાડી આવી, ગાડી આવી એવી બુમો પડવા લાગી. એન્જીનમાંથી વ્હીસલ ઉપર વ્હીસલ વાગી રહી હતી. બન્ને બાજુથી ગાડી આવી વગર પોર્ટરે જોડાઇ ગઇ એટલે મહમદનો હાથ પકડીને સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ ફર્સ્ટ કલાસના ડબ્બામાં જઇને બેઠા અને ચાહ નાસ્તો વિગેરે મહંમદ સાથે લઇ વાતોએ વળગ્યા. થોડી વારે મુંબઇ તરફ જવાની ગાડી આવી ઉભી રહી એટલે સાહેબ સેકન્ડ કરી વિદાય લઇ પોતાની ગાડીમાં મુંબઇ જવા રવાના થયા અને કાઠીયાવાડ એક્ષપ્રેસ પણ અમદાવાદ તરફ પુરપાટે દોડવા લાગ્યો.

# પ્રકરણ ૫ મું

અમદાવાદના સ્ટેશન ઉપર ટીકીટ બારી આગળ કાઠીઆ-વાડ જનાર પેસેન્જરો ટીકીટો લેવા માટે પડાપડી કરી રહ્યા હતા. પાંચ મીનીટના ડંકા વાગી ચુકયા હતા. જે જે ટીકીટો લઇ બહાર પડતા તે બીસ્તરા પોટલા લઇ પ્લેટ-ફોર્મ ઉપર એકઠા થઇ રહ્યા હતા. એટલામાંજ કાઠીયાવાડ એક્ષપ્રેસ અમદાવાદ સ્ટેશનમાં ધમધમાટ કરતો ધરણી ધ્રુજાવતો આવી ઉભો રહ્યો. પેસેન્જરો ગાડીમાં ચઢવા ઉતરવા માટે ધક્કામુક્કી કરી રહ્યા હતા એનો લાભ લઇ આપણો કથા નાયક મહુમદ છેલ ગાડીમાંથી ઉતરી પ્લેટફોર્મ ઉપર આ તમાસો જોઇ રહ્યો હતો. આમતેમ જોઇ એક પાનના સ્ટોલ પાસે જઇ ઉભો અને બોલ્યો કે એક પાન અને એક સીગરેટનું પાકીટ લાવ એમ કહી પાન ખાઇ સીગરેટ સળગાવી એક ખાલી પડેલા બાંક ઉપર બેસવા જતો હતો ત્યાં વડોદરા સ્ટેશન ઉપર મહંમદની ઓળખાણ કરેલ માણસ અત્રે ફરી પાછો મહંમદની પાછળ આવી ખભે હાથ મુકી ઉભો રહ્યો. અને બોલ્યો, કે વાહ સાહેબ! વાહ આપે તો આખર કરી. ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ તથા ગાર્ડ વિગેરેની તો આપે ખુબ મશ્કરી કરી બનાવી કાઢ્યા એ ઠીક કર્યું. હવે આપની સવારી કઇ તરફ જવાની છે? જો જો આવી મશ્કરી મારા જેવા કોઇ ગરીબની ન કરતા.

મહંમદ-અરે દોસ્ત આજે દશેરાનો તહેવાર છે માટે તારા તરફથી કંઇ મીઠાઇની આશા રાખું છું.

જેન્ટલમેન—હા ચાલો, કોઇ સારી લોજમાં જઇ આપણે જમીએ.

મહંમદ—ઓહોહો! આજે સ્ટેશન માણસોથી ચીકાર છે તેથી લોજમાં ઘણીજ ગીરદી હશે માટે કોઇ મીઠાઇવાળાને ત્યાંથી સારી મીઠાઇ લઇ આવો તો આપણે અહીંજ નાસ્તો કરીએ.

જેન્ટલમેન—ઘણુંજ સરસ. આપ અહીંજ થોભો. હું હમણાંજ લઇ આવ્યો—એમ કહી પાસેની મીઠાઇની દુકાનેથી અડધો રતલ ઘારી, અડધો રતલ મગજ અને અડધો રતલ દહીંથરા એટલી વસ્તુ એક ટોપલીમાં બંધાવી લાવ્યો. બંને એક બાંક ઉપર બેસી ખાવા લાગ્યા. દહીંથરા અને મગજ આ લોકો પુરા કરી ઘારી ખાતા હતા ત્યાં "બાવા અલ્લા તેરા ભલા કરે આજ તીન દીનસે ભુખા હૂં કુચ્છ ખાનેકો દીલવાઓ" એટલે મહંમદે ટોપલીમાંથી એક ઘારીનું ચકતું ઉંચકી પેલા ફકીરને આપ્યું. ફકીરે ખુદા તેરા ભલા કરે એમ કહી ત્યાંથી ચાલતી પકડી. આ જોઇ છેટે ઉભેલા બીજા ફકીર તરફ આંગળી કરી જેન્ટલમેને કહ્યું આ બીજા સર્વે ફકીર સાધુઓને આમાંથી થોડું થોડું આપી દો. કારણકે આજે દશેરાનો તહેવાર છે તો ભલે એ લોકો પણ મુખ મીઠું કરે—એટલામાં તો એક બીજો ફકીર આવી ઉપર પ્રમાણે કહી રહ્યો. એટલે મહંમદે બીજું એક ચકતું હતું તે ઉપાડી તેને આપી દીધું, એટલે જેન્ટલમેન કહેવા લાગ્યો કે હવે બીજાઓને ક્યાંથી આપીશું કારણ કે અડધો શેરજ ઘારી હતી. મહંમદ કહે જોઇ લેવાશે. એટલામાં બીજા બે

ચાર ફકીરોનું ટોળું ત્યાં આવી ઉભું રહ્યું. આ દેખી બીજા પણ તે તરફ આવવા લાગ્યા. એટલે મહંમદ પોતાની ઝોળીમાં હાથ નાંખી એક પછી એક એમ દરેકને એકેક ઘારી આપ્યે જતો હતો મીઠાઇની લાલચે એમ એક પછી એક સાધુ ફકીરની સાથે પેસન્જરો પણ ભળવા લાગ્યાં. આખા સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર ઉભેલા માણસો મહંમદને ઘેરી ઉભા રહ્યા. એટલે મહંમદ બહાર નીકળવાના દરવાજા પાસે જઈ ઉભો રહ્યો. અને દરેક નીકળનારને એકેક ઘારી આવતા જતાને આપતો જતો હતો. જોત જોતામાં હજારો માણસો મહંમદની વહેંચેલી ઘારી ખાવા મંડી પડયા. અમદાવાદ જેવા સ્ટેશન ઉપર એક પછી એક ગાડીની આવજા ચાલુજ હોય છે. પેસેન્જરે પાણીની પ્રવાહની માફક ચોવીસે કલાક આવતા જતા હોય છે. મહંમદે ઓછામાં ઓછી પંદર હજાર જેટલી ઘારીઓ વ્હેંચી એટલામાં પોતાને ત્યાં ઘારી વ્હેંચવામાં ચાર કલાક જેટલો સમય વીતી ગયો હતો. સાંજ પડવા આવી હતી એટલે પેસેન્જરોની આવજા પણ ઓછી થઈ હતી. તેને લીધે મહંમદે ઘારી વ્હેંચવી બંધ કરી પેલા જેન્ટલમેન સાથે શહેર તરફ ચાલતી પકડી.

## પ્રકરણ ૬ ઠું

સાંજનો સોહામણો સમય હતો. સુર્ય દરીયામાં આથમવાની તૈયારી કરી રહ્યા હતો. આ વખતે મુંબઇના શોખીન શહેરીઓ ચોપાટી ઉપર હવા ખાવા માટે આવી રહ્યા હતા. સડક ઉપર મોટરોની ધમાલ ચાલી રહી હતી.

લહેરીલાલાઓ અપટુડેટ ડ્રેસમાં સજ થઈ આમતેમ આંટા મારી રહ્યા હતા. કેટલાક ભેળભુસા ઉપર મારો ચલાવી રહ્યા હતા તો કેટલાક ખારા ચણા, સીંગ ગંડેરીનો આસ્વાદ ચાખી રહ્યા હતા. ભુસાવાળા, ચણાવાળા પોતાના માલના વખાણની બુમો મારી રહ્યા હતા. કેટલાક ભૈયાઓ હાથમાં તાડપત્રીની બાલદી લઈ જલજાવડીવાલાની બુમ મારી રહ્યા હતા. મવાલી લોકો બગલો જેમ માછલી ઉપર તરાપ મારવા ધ્યાન ધરી રહ્યો હોય એમ પોતાના શીકારની તાકમાં બેઠેલા હતા. કેટલાક અપટુડેટ જોડલાંઓ હાથમાં હાથ લઈ ફરી રહ્યા હતા તો કેટલાક બાંકડાઓ ઉપર બેસી દરીયાની રળીઆમણી રમત નીહાળી રહ્યા હતા. મુંબઈના ધનાઢ્યથી લઈ સાધુ ફકીર પણ આ સ્થળે દષ્ટીગોચર થતા હતા. પવનની મંદ મંદ લહેરો ચાલી રહી હતી તેથી દરેકના મન ઉત્સાહીત થતાં હતાં. આવા રમણીય સમયે આપણો કથા નાયક મહમદ છેક દૂર એક ખાલી બાંક ઉપર બેઠો બેઠો સર્વ દ્રષ્ય જોઈ રહ્યો. થોડીવાર પછી ત્યાં બે મોટરો અને બે વીકટોરીઆઓ આવી ઉભી રહી. મોટરની અંદરથી ઈંગ્લીશ કપડામાં સજ થયેલા બે મોટા પૈસાદાર જેવા દેખાતા ગ્રહસ્થો ઉતર્યા. જેની સાથે બાનુઓ પણ એવાજ પોષાકમાં સજ થયેલ હતાં. તે બન્ને જોડાંઓ બાજુના ખાલી બેંચપર ગોઠવાયાં અને વીકટોરીયામાંથી પણ ખાદીના પોષાકમાં સજ થયેલ બે જોડાંઓ ઉતરી મહંમદની બીજી બાજુના બેંચપર જગ્યા લીધી અને તેમાંના એક

પુરૂષે બીજા તરફ જોઇ કહ્યું અરે ગીરધરલાલ આજકાલ શેર બજાર ઘણુંજ મંદ પડી ગયું છે. હમણાં તેજી થાય તેમ દેખાતું નથી. તમારી શું ધારણા છે ?

ગીરધરલાલ—ઘણું કરી બેત્રણ દિવસમાં તેજી આવવી જોઇએ.

મકનદાસ—તો તો ઠીક, નહિતર મેં પુષ્કળ શેર ખરીદેલા હોઈ મને ઘણુંજ નુકસાન થાય એવી વકી છે. તેજી આવે તોજ આપણે ફાવીએ.

ગીરધરલાલ—અમારે તો એવું કંઇજ નથી. મંદી આવે તો પણ કંઇ આંચ આવે તેમ નથી. એક વખત ન્હોતા કમાયા ! આજના બજાર પ્રમાણે શેર વેચો તો આપને આશરે કેટલુંક નુકસાન છે ?

મકનદાસ—આજના બજાર પ્રમાણે શેર વેચતાં મને ઓછામાં ઓછા પાંત્રીસ હજારના નુકસાનની વકી છે.

ગીરધરલાલ—બસ ? આ તે કંઇ મોટી રકમ છે ? આપના નામ પર અમારા એંક ખાતામાં ત્રણ,સવાત્રણ લાખ જેટલી રકમ જમા છે તેમાંથી આટલી રકમ શું હીસાબમાં ? ખેર દુસરી વખત. "જીવતો નર ભદ્રા પામે" જો રહેગા શીર તો કમાએંગે ફીર."

ઉપર પ્રમાણે વાતચીત થતી હતી તે દરમીયાન એક સાધુએ એમની સામે આવી કહ્યુ—ભગવાનકે નામ પર કુચ્છ ભીક્ષા મીલેગી ? એટલે મકનદાસ ખીજાઇને બોલી ઉઠયા, ચાલ આગળ ચાલ.

સાધુ—અરે બાબા કુચ્છ પાઇ પૈસા દાન દો. પ્રભુ તુમારા ભલા કરેગા.

મકનદાસ—અરે જો ભલાવાળી જોઇ હોય તો.

સાધુ—અરે શેઠ પરમેશ્વરકે નામ પર ભી આપ નહિ દેતે તો ફીર કીસકે નામ પર દોગે.

મકનદાસ—ચાલ ચાલ, પરમેશ્વરના દીકરા, મોટો આવ્યો પરમેશ્વરવાલો ! કોઇ ધંધો કરી ખા, અલમસ્ત જેવો હરામનું માગી ખાવાજ સમજ્યો છે.

સાધુ—અરે શેઠ કુચ્છ દયા રખો.

મકનદાસ—અબે ચલ દયા કે બેટે

ગીરધરલાલ—( ખીજવાઇને ) જાતા હય યા નહિ. ?

આ સર્વ બીના અક્ષરે અક્ષર મહમદ બાજુના બેંચ ઉપર બેઠો બેઠો સાંભળી રહ્યો હતો. તેનાથી ન રહેવાયાથી ઉઠી બન્ને શેઠીયાઓ પાસે આવી ઉભો રહ્યો અને બોલ્યો શેઠ ત્રીસ પત્રીસ હજાર હેર સટ્ટામાં ગુમાવો તે કાંઇ નહિ અને સાધુને એક પૈસો આપવા માટે પણ આટલી માથાકુટ ? એટલે ગીરધરલાલે કહ્યું—લો. આ આવ્યા મોટા દાનેશ્વરી જાણે રાજા કર્ણનો બીજો અવતાર "શેરડીવાલાનો ભાઇ ગંડેરીવાલો" (એટલે સાધુના જેવો ધાર્યો) તુંજ એવો માલદાર છે તો એને કેમ નથી આપતો ?

મહમદ—અરે એને તો શું પણ તમારા જેવા કૃપણને પૈસામાં દાટી દઉં એટલી તાકાત ધરાવું છું, પણ શેઠ આના જેવાનો આશિર્વાદ લેશો તો કાલેજ બજારમાં શેરની તેજી થશે અને આપને લાભ થશે. હું તો આપના ભલા માટે કહું છું.

મકનદાસ—અરે જોયો હિતેચ્છુ આવ્યો તે. આવા સાધુડાઓના આશિર્વાદથી તેજી આવતી હત તો એમને ભીક્ષા માગવી પડત નહિ.

મહંમદ—એક પૈસા માટે આટલી મગજમારી શા માટે?

મકનદાસ—ત્યારે તુંજ આપી દેને એટલે પંચાત પતે!

એટલે મહંમદે પોતાના ખીસ્સામાં હાથ નાખી મુઠ્ઠી ભરીને પૈસા, આનીઓ, પાવલીઓની મુઠ્ઠી ભરીને પેલા સાધુને આપી. તે આશિર્વાદ આપી ત્યાંથી ચાલતો થયો. આ સંવાદ સાંભળવા ઘણા લોકો ત્યાં એકઠા થઇ ગયા હતા. તેમાંથી બે ત્રણ ગરીબ ફાટ્યાંતુટ્યાં કપડાં પહેરેલ ભીખારીઓ આવી ઉભા રહ્યા. તેમણે પણ લાંબો હાથ કર્યો એટલે મહંમદે તેમને પણ ખીસ્સામાંથી મુઠ્ઠીઓ ભરી ભરી પૈસા આપી વીદાય કર્યા. આ દ્રશ્ય મકનદાસ તથા ગીરધરલાલ જોઇને છક્ક થઇ ગયા. અને જોતજોતામાં ત્યાં સાધુ ફકીરો ઉભરાઇ આવ્યા. તે દરેકને મહંમદ મુઠ્ઠી ભરી ભરી પૈસા વ્હેંચ્યે જતો હતો. પૈસાની લાલચે સાધુ ફકીરો સાથે બીજા સાધારણ માણસો પણ ભળવા લાગ્યા અને કોઇ તો ફરી ફરીને બબ્બે ત્રણ ત્રણ વખત પણ માગતા હતા. મહંમદ કુબેર ભંડારીની માફક પૈસા આપ્યે જતો હતો. એક પછી એક માણસો આવતા ગયા અને મહંમદને ઘેરી વળ્યા જેથી મહંમદ બાંક ઉપર ઉભો રહી વ્હેંચવા લાગ્યો. આ ધાંધલ જોઇ પોલીસ પણ ત્યાં ધસી આવી. એક જમાદાર જેવો દેખાતો પોલીસ તો ધક્કામુક્કી કરી મહંમદ

પાસે પહોંચી ગયો અને મહંમદને ઉદ્દેશીને કહ્યું આ શી ધાંધલ મચાવી છે?

મહંમદ-કંઇ નહિ ગરીબ સાધુ, ફકીર, ભીખારીઓને આ શેઠીયાઓના તરફથી પૈસા વ્હેંચુ છું. કારણ કે તેઓ ભીડ જોઇ ગભરાઇ ગયા હતા.

જમાદાર-આ ચોપાટી છે, નહિ કે સદાવ્રત ખાતું!

મહંમદ-ગરીબોને પાઇ પઇસો આપવા માટે શું જગ્યા રીઝવર્ડ કરાવવી પડેછે!

જમાદાર-ખાલી બડબડાટ છોડી આ ગીરદી ઓછી કરો.

મહંમદ-એ તમારૂં કામ છે મારૂં નહિ.

જમાદાર-ઠીક છે. તમે વ્હેંચવું બંધ કરો એટલું કહી તેણે માણસોને ત્યાંથી ખસી જવા કહ્યું અને પોતાની સાથેના બીજા પોલીસો તરફ જોઇને તેણે કહ્યુ, આ સર્વ માણસોને અહીંથી ખસેડી મુકો અને મહંમદ સામે જોઇને કહ્યું કે તમો પણ હવે જગ્યાની બદલી કરો. એટલે મહંમદ નીચે ઉતરી રસ્તે પડયો. પણ સાધુ ફકીરો તથા માણસો તેની પાછળ પડયા. થોડે દૂર જતાં પાછો તેને માણસોએ ઘેરી લીધો. હવે તે વ્હેંચતો વ્હેંચતો ચાલ્યો જતો હતો. એમ કરતાં કરતાં અડધી ચોપાટી ફરી વળ્યો એટલે થાકી જવાથી કંટાળીને વહેંચવું બંધ કરી એક ટેક્ષીમાં જઇ બેઠો. અને કહ્યું. ચલાવ પ્લે હાઉસ જવા દે. એટલે ડ્રાઇવરે મોટર મારી મુકી. સર્વ લોકો તેની જતી મોટર નીરાશ ચહેરે જોઇ રહ્યા અને આખરે એક પછી એક વીખરાઇ ગયા.

## પ્રકરણ ૭ મું.

મહા વદી ૧૪ નો દીવસ હતો. આ દીવસ હીન્દુ જનતાનો મહા પવિત્ર દિવસ તે મહાશિવરાત્રીનો દીવસ હતો. ગીરનારની તળેટીમાં આવેલ ભવેશ્વરના મેદાનમાં એક જંગી મેળો ભરાયો હતો. એ મેળામાં કરોડો માણુસોની મેદની માલુમ પડતી હતી. જુનાગઢના ગીરનાર દરવાજા (અર્થાત) વાઘેશ્વરી દરવાજાથી લઇને છેક ગુરૂ દત્તાત્રેયની ટેકરી સુધી આ મેળો લંબાયલો હતો. આ જબરજસ્ત મેળાના સમયે ત્યાં કાઠીયાવાડમાં વસતી દરેકે દરેક કોમ (અર્થાત) ન્યાતના માણસો ત્યાં દેખાવ દેતાં હતાં. રજપુત ગરાસીયા, વાઘેર, મીયાણા, આહીર, મેર, ભરવાડ, રબારી, કણબી વિગેરે વિગેરે દરેકે દરેક જાતીના માણસો જાણે આવતા વર્ષે આ મેળો જેવા નહિજ મળે એ રીતે પોતાના ઘર ખાટલા સાથે ગાડાં જોડીને ત્યાં આવી પહોચ્યા હતા. જાણે કે સરકારી ફરમાન છુટ્યું હોય અને ફરજીયાત જવું પડે તેમ મેળાનો લ્હાવો લેવા આખું કાઠીયાવાડ ત્યાં ઉતરી પડયું હતું. વાઘેશ્વરી દરવાજાથી ગુરૂ દત્તાત્રેયની ટેકરી ઉપર જવાનો રસ્તો ખીચોખીચ માણસોથી ભરપુર હતો. એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા માટે નહિ નહિ તો ચાર છ કલાક સહેજે નીકળી જતા હતા. ત્રીસ ફુટ પહોળી સડક ઓળંગવા માટે તો લગભગ હજાર ફુટ જેટલું આગળ પાછળ જવું પડતું હતું. રસ્તામાં તલ મુકવા જેટલી જગ્યા ન હતી. ઠેકઠેકાણે બંદોબસ્ત જાળવવા માટે જુનાગઢ સ્ટેટની

પોલીસ બરીબંદુકે ખડે પગે ચોવીસે કલાક પહેરો ભરતી દેખાતી હતી. જુનાગઢ સ્ટેશનેથી છેક ભવેશ્વર સુધી એટલે ચાર પાંચ માઇલના લાંબા રસ્તા ઉપર જવા આવવા માટે એક પણ વાહન દેખાતું ન હતું. કર્મ સંજોગે મહંમદ છેલ પણ આજરોજે ત્યાં આવી પહોંચ્યો હતો. સ્ટેશન બહાર કોઇ પણ જાતનું વાહન સવારી માટે ન મળવાથી પગે ચાલતો છેક વાઘેશ્વરી દરવાજા સુધી અથડાતો કુટાતો આવી પહોંચ્યો પણ હવે તો આગળ વધવું ઘણુંજ મુશ્કેલ હતું. દરવાજા બહાર પુલ ઉપર વિશ્રાંતિ અર્થે જરાકવાર બેસી પછી આગળ વધવું એમ ઇરાદો કરી પુલ ઉપર બેઠો. થોડીવારે ફરી તેણે ઉભા થઇ આગળ ચાલવા માંડયું. આસરે માઇલેક મુસાફરી પછી તેને માણસોનું એક ટોળું કોલાહલ કરતું નજરે પડયું એટલે સ્વાભાવિક તે ત્યાં ગયો અને જોયું તો ત્યાં એક માણસ સર્વ જતાં આવતાંને પાણી પાઇ રહ્યો હતો. આ સમયે આસરે બપોરના ત્રણેક વાગ્યા હશે. ધુમ તડકો તપી રહ્યો હતો. જાણે સૂર્યમાંથી અગ્નિની જવાળાઓ વરસી રહી હતી મહંમદને પણ તરસ લાગેલી હોવાથી તેને પણ પાણી પીવાની ઇચ્છા થઇ. એટલે તેણે પણ ત્યાં જઇ પેલા માણસ પાસે પાણી માંગ્યું એટલે તેણે જરાક અમથું તરસ પણ ન છીપાય એટલુંજ પાણી પાયું ત્યારે મહંમદ બોલ્યો કે ભાઇ નદી પુલ નીચેજ વહે છે છતાં તું આ રીતે પાણીની કસર શા માટે કરે છે? ત્યારે તે માણસ બોલ્યો કે ભાઇ આ પુલના પંદર

પગથીયાં ચઢ ઉતર કરીને સવારથી સાંજ સુધી મારા ટાંગા દુ:ખી જાય છે પણ પાણી પીનારની ગીરદી જરા પણ ઓછી થતી નથી. અને તેની વાત પણ ખોટી ન હતી. કારણ કે રસ્તામાં દોઢ બે માઇલ સુધી કયાંય પાણી મળતું ન હતું. અને આ જગ્યાએ ડુંગર ઉપરથી ન્હાનુ ઝરણું વહેતું હતું પણ ત્યાં જઇ પાણી પીવાય તેમ ન હતું. કેમકે રસ્તો ઝરણાથી લગભગ પંદર ફુટ ઉંચો હતો અને ઉતરવા માટેના પગથીયાં ઉંડે દાદર પણ એક માણસ ચઢી ઉતરી શકે તેવોજ હતો. માણસોની ગીરદી પુષ્કળ હોવાના કારણે એ માણસ કસર કરી રહ્યો હતો. એટલે મહંમદે તે માણસને કહ્યું કે તું જરાવાર વીસામો લે. લાવ હું પાણી પાઉં એમ કહી પાણી પાવાનો લોટો લઇ લીધો અને પોતે જાતેજ પાણી પવા લાગ્યો. અને તરતજ લોકોમાં આનંદ જણાઇ ગયો. તેનું કારણ એ હતું કે એક તો ઠંડું અને તે પણ સરબત જેવું મીઠું પાણી પેટ ભરી દરેકને મળતું હતું. દરેક પાણી પીનાર કહેતો હતો કે ઘણુંજ ઠંડું અને માફકસર મીઠું સરબત તમે પાવ છો. એ ઘણું પુન્યનું કામ કરી રહ્યા છો. હજારો આવતા જતા લોકો ત્યાં સરબત પીને આશીર્વાદ આપી રસ્તે પડતા હતા. સાત માઇલ લાંબા મેળામાં આ આશ્ચર્યજનક વાત દરેક માણસ એક બીજાને સંભળાવી રહ્યું હતું. અને વધુ નવાઇની વાત તો એ હતી કે પાણી પાનાર માણસ એક કલાક સુધી કયારે માટલું ખાલી થાય અને હું પાણી ભરવા જાઉં એમ રાહ જોઇ જોઇ એક કલાક સુધી બેસી રહ્યો. પણ માટલું ખાલી

થયુંજ નહિં. હજારો લોકો સરબત પીયે જતા હતા પણ ખુટતુંજ ન હતું એટલે આખરે કંટાળીને બાજુમાં આવેલ એક ઝાડ નીચે જઇ છાંયામાં ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. જોત જોતામાં ચાર પાંચ કલાક વીતી ગયા. પાણી પાતાં મહંમદ પણ થાકયો હોવાથી ઝાડ નીચે જઇ તેણે પેલા માણસને ઉઠાડીને કહ્યું કે ભાઇ હવે પાણી પીનારની ભીરડી ઓછી થઇ છે માટે તું તારૂ કામ સંભાળી લે. મારે મેળો જોવા જવું છે. પેલો માણસ આંખો ચોળતો ઉઠયો અને ચારે તરફ જોતાં લગભગ આઠ વાગ્યાનો સમય થયો હતો. પેલા માણસે આવી જોયું તો માટલું એટલુંજ ભરેલું હતું. તેણે પણ તેમાંથી લોટો ભરી મોઢું ધોવા લાગ્યો. તેને પણ એ મીઠું લાગવાથી તેણે પણ એક લોટો ભરી એ સરબત પીધું એટલે મહંમદે જતાં જતાં તેને કહ્યું કે માટલું ઢાંકેલું રાખી જ્યાં સુધી તું પાણી કાઢયા કરીશ ત્યાં સુધી માલીકના હુકમથી પાણી ખુટશે નહિ, એમ કહી મેળા તરફ જવા લાગ્યો અને પેલા માણસે મેળો ખલાસ થતાં સુધી એટલે આઠ દીવસ સુધી તે માટલા-માંથી સરબત પાયાજ કર્યું પણ માટલું એટલુંજ ભરેલું હતું.

## પ્રકરણ ૮ મું

સાંજના સાત વાગ્યાનો સમય હતો. આ વખતે જામનગરના મેડીબજારની શોભા વર્ણવી શકાય નહિ એવી દીપી રહી હતી. એ બજારમાં આવેલ એક સારી અને સુશોભીત હોટલમાં આ વખતે આપણો કથા નાયક મહંમદ

છેલ એક ટેબલ પાસે બેઠો બેઠો કાફી પી રહ્યો હતો. આ વખતે હોટલના મુખ્ય દ્વારમાંથી બે આહીર જેવા દેખાતા લહેરી યુવાનો દાખલ થયા અને તેઓએ આવી મહંમદની બાજુનાજ ટેબલ આગળ જગ્યા લીધી. બે ચાહનો ઓર્ડર આપી વાતે વળગ્યા. તે બન્ને યુવાનોના નામ અનુક્રમે હરદાસ અને કહાનજી હતા.

હરદાસ–કહાનજી આ વખતે તો આપણે માધપુરનો મેળો જોયા વીના રહી જવાના!

કહાનજી–કેમ? મેળાને તો હજી ઘણા દીવસ છે.

હરદાસ–ના ભાઇ ના, મેળો તો ગઇકાલથી શરૂ થઇ ગયો.

કહાનજી–કેવી રીતે! એ મેળો તો વદ ચૌદસે ભરાય છે.

હરદાસ–અરે સુદ ચાદશથી ભરાય છે એટલે ગઇ કાલથી શરૂ થઇ ગયો. અને હવે તો આપણે ત્યાં પહોંચીએ ત્યારે મેળો ખલાસ થઈ જાય.

કહાનજી–હા! બરાબર! આજે પુનેમ થઇ કેમ? આજે આપણે નીકળીએ તો પડવાની સાંજે ત્યાં પહોંચીએ એટલે મેળો વીખરવાની તૈયારી હોય. હાય અફસોસ! એક ઉંડો નિશ્વાસ નાંખતા કહ્યું.

આ સંવાદ બાજુમાં બેઠેલ મહંમદ પણ સાંભળી રહ્યો હતો. તેને તો આ નિશ્વાસ સાંભળી એમ લાગ્યું કે આ માણસ જાણે જીંદગી હારી ગયો હોય તેમ નિશ્વાસ નાખે છે, કારણ કે એ મેળો પણ આહીરોની કોમને ઇશ્વરી સંકેત જેવો હતો કેમકે માધપુરના રાજા ભીમકની પુત્રી

રૂક્ષ્મણીનું શ્રીકૃષ્ણે એજ ઠેકાણે હરણ કરેલું. અને આહીરોમાં એવી માન્યતા છે કે આપણા બાપદાદાનો ખાસ ધર્મ છે કે આ મેળામાં દરેક આહીરોએ હાજરી આપવીજ જોઇએ. એટલે પેલા યુવાનો દીલગીરીમાં ડુબી ગયા હતા. હોટલનો માણસ કયારનો ચાહ મુકી ગયો હતો. તે પણ ઠરી જવા આવી હતી તેનું પણ તેમને ભાન ન હતું. એટલે તેમને ઉદ્દેસીને મહંમદે કહ્યું, ભાઇઓ ચાહ તો પી લ્યો. પછી ઇશ્વરેચ્છા હશે તો મેળામાં પણ પહોંચીશું આ સાંભળી પેલા બન્ને યુવાનો ચોંકી ઉઠ્યા અને બોલ્યા અરે ભાઇ આ સાલ તો મેળો ગયો.

મહંમદ–બીજી વખત ! મેળા તો દર સાલ ભરાયજ છેને ?

હરદાસ–અરે ભાઇ ! જીવતા હોઇશું તો ને ! કાલની કોને ખબર છે !

મહંમદ–અરે ભાઇ ધીરજ રાખી ચાહ પી લ્યો.

હરદાસ–અરે ભાઇ હવે ચાહ પણ કડવી લાગશે. કારણ કે મેળાનું જામનગર આવવાની ગરબડમાં ભુલીજ ગયા. નહિતર યાદ હતે તો આવતેજ નહિ. આ અવસરે લાખ રૂપીઆ મળતા હોય તો પણ તેને બાજુએ મુકી મેળો જોયા વગર રહીયે નહિ.

મહંમદ–અફસોસ કર્યે હવે શું વળવાનું હતું. ચાહ પી લ્યો. પછી બીજી વાત. પહેલાં આ પતાવી દ્યો.

એટલે બન્ને કડવુ મોઢું કરી ચાહ ગટગટાવી ગયા એટલે મહંમદે ઉભા થઇને કહ્યું–ચાલો મારી સાથે આવો.

હરદાસ તથા કહાનજી–કયાં ?

મહંમદ–મારી સાથે તો આવો. એમાં તમારૂં શું જાય છે ? એમ કહી મહંમદે ચાલવા માંડયું. પેલા યુવાનો પણ ચાવી આપેલ રમકડાની માફક તેની પાછળ તણાયા. ચાલતાં ચાલતાં ગામ વટાવી બહાર આવી પહોંચ્યા એટલે હરદાસ બોલી ઉઠયો કે કયાં જવું છે ?

મહંમદ–અરે અધીરા શું થાવ છો ? મારી સાથે તો આવો. હું તમને ખાઈ જવાનો નથી.

એટલે બન્ને યુવાનો પૂરી મહંમદ પાછળ ચાલવા લાગ્યા. પાએક માઈલ ગયા એટલામાં રસ્તાથી પાંચેક કદમ દૂર એક વડનું સૂકાયેલું થડ મહંમદના જોવામાં આવ્યું એટલે તે તરફ વળ્યો. થડ પાસે જઈ બન્નેને કહેવા લાગ્યો કે તમે બન્ને આની ઉપર બરાબર મજબુત રીતે સંભાળીને બેસી જાવ. એટલે બન્ને યુવાનો ગુંદરની માફક થડને ચોંટી ગયા, એટલે મહંમદ એ બન્નેની આગળ બેઠો કે તરતજ ઝાડનું થડ આકાશ તરફ ઉડવા લાગ્યું. આ કૌતુક જોઈને બન્ને આહીરો દીંગમુઢ થઇ ગયા હતા અને થડને બાથ ભરી સજ્જડ ચોંટી ગયા હતા. થડ આકાશમાં ઘરરરરરર પવન કાપતું માધપુર તરફ ગીરનારના રસ્તે આગળ વધી રહ્યુ હતું. પાએક કલાક વીતી હશે એટલામાં તો ગીરનાર ઉપર આવી પહોંચ્યું. સમય આશરે રાતના દશ થવા આવ્યા હતા. આ સમયે ગીરનારની એક ઉંડી ખીણમાં એક મહાન અવધુત યોગી મહાત્મા સમા-

ધીમાંથી નીવૃત થઇને આકાશના તારા ભણી નજર કરી રહ્યા હતા. તેમણે આકાશ માર્ગે એક ઝાડના થડને ત્રણ માણુસો સાથે ઉડી દરીયા તરફ જતું જોયું કે તરતજ તેમણે કમંડળમાંથી અંજળી પાણી લઇ ગોળ કુંડાળું કરી અગ્નિ ઉપર છાંટયું કે તરત પેલું ઝાડનું થડ ત્રણ માણુસને લઇ જમીન તરફ આવવા લાગ્યું. મહંમદે ઘણી મહેનત કરી પણ આગળ વધ્યું નહિ. તરતજ નીચે આવી સાધુ મહાત્માની સમક્ષ ઉતરી પડયું. નીચે આવતાંજ મહંમદ એકદમ ઉભો થઇ ગયો. પેલા બંને જુવાનો તો હજી તે થડને ચોંટી રહ્યા હતા. મહંમદે સાધુ સામે જોયું તો તેના નેત્ર અંજાઇ ગયાં.

મહાત્મા—અરે બચ્ચા કીધર જાતા હૈ ?

મહંમદ—યોગેશ્વર, મૈં ઓર યે દોનો જવાન મીલકે માધુપુર મેળા દેખને જા રહે હૈં. ઉધર જાકર રૂકમણી હરણુકા પુરાના કૃષ્ણકા ખેલ દેખેંગે.

મહાત્મા—યે તો ઠીક હૈ, મગર તુમકો રાત કે સમય ઉચીત નહિ હૈ.

મહંમદ—આપ જૈસે ગુરુ મહાત્માકી કૃપાસે સબ કુચ્છ જાના ઉચીત હૈ.

મહાત્મા—વહાં જાનેસે કયા ફાયદા હોગા ?

મહંમદ—મુજકો તો ઠીક! મગર ઇન દોનો જુવાનોકો મેલા દેખનેકા બડા શોખ હૈ.

ઇસ કારનસે મૈં ઇનકો વહાં પહોંચાને જા રહા થા ઓર ઇન લોગુંકી બાતુ પરસે મુઝે મેલા નીરખનેકી ઇચ્છા હુઇ હૈ.

મહાત્મા-બચ્ચા તુમ અયસી મામુલી બાતુમેં તુમ્હારી વીદ્યા મત ખર્ચ કરો. ક્યોંકી યહ મહા મુલ્ય ચીજ હૈ, એસી વીદ્યા સબકો મીલતી નહિ હૈ. યહ વીદ્યા તો બહુંતે જન્મકે પુન્યસે કોઇ ભાગ્યશાલીકો ગુરૂકે પ્રતાપસે કીસી વીરલાકોહી પ્રાપ્ત હોતી હય.

મહંમદ-મહાત્મન યહ બાત સચ હય મગર હમ જૈસે સંસારી જીવન કો કભી મન લાલચમેં ફસ જાનેસે અયસા બન જાતા હૈં.

મહાત્મા-ઠીક હુઆ બેટા ! મેરી એક આજ્ઞા તુમ ખાસ ધ્યાનમેં રખના.

મહંમદ-ખુસીસે ફરમાઈએ મય જીવ જાનસે ઉસકા પાલન કરૂંગા.

મહાત્મા-સુનો, જીધર જીધર તક યહ ગીરનાર ફેલ રહા હય વહાં તક બિલ્કુલ કે ઉપરસે યા નીચેસે કભીભી તુમ્હારી વીદ્યાકા જોરસે ઉડકર ન જાના ! ક્યુંકી યહ ગીરનારમેં મુઝસેભી પ્રતાપી બડેબડે રૂપી મહાત્મા અદ્રશ્ય રીતસે બસતેં હય ઇસ લીયે કભી ન કભી તુમ ઉનકે હાથસે નુકસાન પાઓગે ક્યૂંકે સભી મહાત્મા એક સરખે નહીં હોતે.

મહંમદ-સહીત ખુબ ! ગુરૂ મહાત્મન આપકા કહેના દુરસ્ત હૈ અગર આપ આજ્ઞા દેવે તો મય યહાંસે આગે બઢું.

મહાત્મા-જાવ બચ્ચા, પ્રભુ તુમ્હારા કલ્યાણ કરે. તુમ તુમ્હારી જગા પર બૈઠ જાવ. ઔર આંખો બંધ કરો. પાંચ મીનીટ બાદ આંખ ખોલ દેના. એટલે મહંમદ ઝાડના થડ

ઉપર જઈ બેઠો અને આંખો બંધ કરી પાંચ મીનીટ બાદ આંખો ખોલી જોયું તો ન મળે મહાત્મા કે ન મળે ગીરનાર. માધુપુરના મેળાની પુર બહાર રોશની ઝગમગતી જોવામાં આવી એટલે પેલા બન્નેને તેણે જાગ્રત કર્યા અને કહ્યું ચાલો ભાઈ, આપણે આવી પહોંચ્યા. ઉઠો ઉભા થાવ એમ કહ્યું. એટલે પેલા લોકો જાગૃત થયા અને મહંમદ પાછળ ચાલવા લાગ્યા. ચાલતાં ચલતાં એક જગ્યાએ આહીર રાણીઓ રાસ રમતી હતી ત્યાં જઈ એક ખાલી પડેલ ગાડા ઉપર બેસી રાસ જોવા લાગ્યા.

## પ્રકરણ ૯ મું.

સુર્ય અસ્તાચલ તરફ જઈ રહ્યો હતો. પક્ષીઓ પોત પોતાના માળા તરફ વળી રહ્યાં હતાં. ગોવાળીયાઓ પોતાના ઢોર લઈ ગામ તરફ જઈ રહ્યા હતા. વાડીઓમાં ચાલતા કોસ બંધ પડી ગયા હતા. ખેડુતો આખા દીવસના થાકયા પાકયા પોતાનું સાંતી લઈ ઘર તરફ જતા નજરે પડતા હતા. આ સમયે મહંમદ હેલ ગામમાંથી બહાર નીકળી હવા અર્થે જતો દેખાતો હતો. આ ગામમાં બહુ વસ્તી નહોતી. આસરે ચારસો પાંચસો ઘર એ ગામમાં હતાં. મહંમદ ફરતો ફરતો ઘણેજ લાંબે જઈ પહોંચ્યો હતો. રાત્રી પડવા આવી હતી એટલે તે ગામ તરફ પાછો આવી રહ્યો હતો. ગામની પાસે આવતાં આવતાં દીવાબત્તી થઈ ગઈ હતી. ભાગોળ નજીક આવતાં તેણે એક માણસને તદ્દન નગ્ન સ્વરૂપે સ્મશાન તરફ જતો જોયો એટલે તે પણ કુતુહલને વશ થઈ તેની પાછળ જવા લાગ્યો. પેલા માણસે સ્મશાનમાં જઈ એક

બળતી ચીત્તામાંથી લાકડાં લઇ એક ઠેકાણે ધુણી ધખાવી આગળ પાછળ કુંડાળું કરી વચ્ચે પોતે બેસી ગયો અને આંખો મીંચી જોસથી હોઠ ફફડાવી રહયો હતો. એ જોઇ મહંમદ તેનાથી પચીસેક ડગલાં દુર એક ઝાડના ઓથે બેસી તેની ચેષ્ટા જોવા લાગ્યો. થોડીવારે પેલા માણસે આંખો ખોલી થોડું પાણી લઈ અગ્નિ ઉપર છાંટયું એટલે ભુત, પલીત, ડેણુ, ડાકણુ વિગેરે વિગેરે પીશાચી જાનવરો તેની આગળ પાછળ ખાઉં ખાઉંના બરાડા પાડી નાચવા લાગ્યાં. એટલે પેલાએ ધુણીની રાખની એક મુઠ્ઠી ભરી એ ભુતડાંઓ તરફ ફેંકી કે તરતજ તે ભુતડાંઓ સળગતાં સળગતાં ઉડવા લાગ્યાં. પોતે પાછો આંખો મીંચી મેલી વીદ્યા ભણવા લાગ્યો. થોડીવારે પાછો આંખો ખોલી એક ખોપરીમાંથી થોડું પાણી લઇ ધુણીની ચારે બાજુએ કુંડાળું કરી ચારે તરફ છાંટયું. એટલે તરતજ મોટા મોટા રાક્ષસો ઉત્પન્ન થયા તે તેની આગળ આવી ઉભા રહ્યા અને કહેવા લાગ્યા, "આજ્ઞા સરકાર" સો હુકમ છે? જાવ તમારામાંથી એક જણ જઇ પાંચ વરસનું કુમળું બાળક લઇ આવો. બીજો જઇ સીંદુર લાવો. તીજો જઇ સારાં સારાં ફુલ લાવે; ચોથાએ જઇ સારી સારી મીઠાઈ લઇ આવવી, પાચમાએ જઇ એક કુંડો તેલ લઇ આવવું, છઠ્ઠાએ જઇ ગામમાંથી થોડાં વાસણો લઇ આવવાં, બાકીનાઓએ લાંકડાં લઇ આવવાં. આ હુકમ સાંભળી સર્વ રાક્ષસો પોતપોતાના કામ ઉપર ચાલ્યા ગયા અને તે માણસ ફરી મંત્ર ભણવા લાગ્યો. જોત જોતામાં રાક્ષસો સર્વ વસ્તુઓ

લઇ હાજર થયા. એકના હાથમાં ચાર વરસનું બાળક બેભાન સ્થિતિમાં હતું તે તેણે પેલા માણસના પગ આગળ મુકી દીધું એટલે સર્વેએ પોત પોતાની વસ્તુઓ ત્યાં જુદી જુદી મુકી અલગ ઉભા રહ્યા. લાકડાં લાવનાર રાક્ષસોને તેણે કહ્યું કે તમામ લાકડાઓ આ ધુણી ઉપર ઢગલો કરી દો અને ઉપર તેલ રેડી દો. રાક્ષસોએ તેમ કર્યું અને અગ્નિની જ્વાળાઓ ગગનને ચુમવા લાગી. તે બાદ તેણે મંગાવેલ ફુલ તથા સીંદુર લઇ એક ખોપરીમાં થોડું સીંદુરનું પાણી કરી પેલા બેભાન છોકરાના મુખમાં રેડ્યું અને મીઠાઇનો એક કટકો પણ તેના મુખમાં મુક્યો અને તે બાળકને એક તરફ મુકી વધેલ વસ્તુઓ થોડી થોડી લઇ થોડી થોડીવારે કંઇક મંત્ર જપતાં જપતાં અગ્નિમાં હોમતો હતો. પેલા બેભાન રાક્ષસો દુર ઉભા રહી એની ચેષ્ટાઓ જોતા હતા. ધીરે ધીરે એક પછી એક વસ્તુ ખલાસ થઇ એટલે સર્વથી છેલ્લાં તેણે ઉભા થઇ પેલા બાળકને આસ્તે રહી પોતાના બન્ને હાથ પર રાખી મંત્ર જપવા લાગ્યો. આ દ્રશ્ય જોઇને મહંમદનું લોહી એકદમ ઉકળી આવ્યું એટલે તરતજ દોટ મુકીને પેલા માણસના હાથમાંથી તેણે બાળક ઝુંટવી લીધું. એટલે મહંમદ તરફ પેલાએ આંગળી ચીંધી કહ્યું કે ખા જાવ ઇસ આદમીકુ ઘર બેઠે તુમહારા ભક્ષ આયા હૈ એટલે રાક્ષસો મહંમદને ઘેરી વળ્યા કે તરતજ મહંમદે પેલા બાળકને ડાબી બાજુની બગલમાં રાખી જમણો હાથ રાક્ષસો સામે ધર્યો કે તરતજ એ હાથમાંથી અગ્નિ વર્ષવા

લાગ્યો. એ અગ્નિથી પેલા રાક્ષસો સુકા ઘાસની માફક ભડભડાટ સળગવા લાગ્યા. સર્વ શક્ષસો બેજ મીનીટમાં બળીને ખાખ થઇ ગયા. આ જોઇને પેલા માણસે ક્રોધમાંને ક્રોધમાં પાણી લઇ જોસથી અગ્નિ ઉપર છાંટ્યું કે તરતજ પહેલાંની માફક ભુત, પલીત, પીશાચ વિગેરે ઉત્પન થઇ મહંમદ તરફ ધસ્યા. એટલે મહંમદે અગ્નિમાંથી એક સળગતું લાકડું લઇ ચારે તરફ હવામાં વીંઝી પેલાં ભુતડાંઓ ઉપર ફેંક્યું કે તરતજ ભુતડાંઓ સળગતાં સળગતાં ઉડવા લાગ્યા. જોતજોતામાં સર્વ અદ્રશ્ય થઇ ગયાં એટલે પેલા માણસે માથાના બાલ તોડી અગ્નિમાં નાખ્યા કે તરતજ ભયંકર જાનવરો ઉત્પન્ન થઇ મહંમદ તરફ ધસી આવ્યાં. મહંમદે અગ્નિની રાખ લઇ એ જાનવરો તરફ ઉડાડી અને તરતજ સર્વ જાનવરો ગાયબ થઇ ગયાં. પેલો માણસ ક્રોધથી કંપતા કંપતા મહંમદ તરફ જોઇ કહેવા લાગ્યો કે હવે તારૂં આવી બન્યું છે.

મહંમદ–તારૂં કે મારૂં તે તો માલીક જાણે!

જાદુગર–માલીક શું જાણે? હમણાંજ ખબર પડશે.

મહંમદ–ઠીક છે.

આથી જાદુગરે બીજાઇને અગ્નીમાંથી એક સળગતું લાકડું લઇને મહંમદ તરફ ધસ્યો. મહંમદે તેના સામે હાથ ધર્યો કે તરતજ તે માણસ ત્યાંજ જમીન સાથે ચોંટી ગયો. ઘણી ઘણી મહેનત કરવા છતાં પણ ત્યાંથી તલમાત્ર પણ ખસી શક્યો નહિ અને જાણે વીજળીનો સંચાર થતો હોય તેમ તેની રગેરગ ખેંચાવા લાગી. પાંચેક મીનીટમાં

તો બેભાન થઈ જમીન ઉપર તે તુટી પડયો. એટલે મહંમદ પેલા બાળકને જમીન ઉપર મુકી પાણીનો એક કોગળો ભરી પેલા બાળકના મોઢામાં જોશથી નાખ્યો. એટલે મોઢામાંનું સીંદુર ધોવાઈ બહાર નીકળી ગયું. કે તરતજ બાળક સાવધ થયું. મહંમદે પોતાની સાલ જમીન ઉપર પાથરી તેની ઉપર સુવાડી બાકીની સાલ ઓઢાડી દીધી. બાળક શ્વાસોશ્વાસ લેતો હોય તેમ લાગ્યું. મહંમદે પેલા માણુસ પાસે જઈ તેની ઉપર હાથ ફેરવ્યો કે તરતજ તે માણુસ જાગૃત થયો અને નીચું જોઇને ઉભો રહ્યો. મહંમદે તેને એક જોસથી લપડાક ચોંઢી દીધી એટલે પેલો માણસ મુંગો અને બહેરો થઇ ગામ તરફ દોડી ગયો. મહંમદે પણ પેલા બાળકને ઉચકીને ગામમાં આવીને એક ઘરના ઓટલા ઉપર બાળકને સુવાડી દીધું અને પોતાના સ્થળે જઇ આરામ લેવા લાગ્યો.

## પ્રકરણ ૧૦ મું

કાઠીયાવાડમાં આવેલ જુનાગઢ શહેરની બાજુના એક નાના ગામડામાં મહંમદ પોતાના મીત્રને મળવા ગયો હતો. સવારના ચાહ નાસ્તો લઇને ફરવા જવાના ઇરાદાથી પોતાના દોસ્તનો ઘોડો લઈ તે ઉપર સ્વાર થઇ સહેલગાહ અર્થે બહાર નીકળી પડયો. ફરતાં ફરતાં પાંચેક માઇલ જેટલે દૂર નીકળી ગયો. આ વખતે લગભગ અગીયારનો સમય થવા આવ્યો હતો ઉનાળાના દીવસો હોવાથી તડકો સખત પડી રહ્યો હતો. અને તેને તરસ પણ લાગી હતી અને તેથી પાણીની શોધમાં ઝાડી તરફ તે આગળ વધી રહ્યો હતો. થોડે દૂર જતાં

એક નાનકડું તળાવ તેની નજરે પડયું એટલે તળાવ ઉપર જઇ ઘોડા ઉપરથી નીચે ઉતરી પોતે પાણી પીધું અને ઘોડાને પણ પાયું. પછી વીસામો લેવા માટે એક ઝાડ તળે આવી ઘોડા ઉપરથી સામાન ઉતારી ઘોડાને લાંબા થડ સાથે બાંધી દીધો અને પોતે પણ ઝાડ તળે આડો પડયો. બેએક કલાક ત્યાં ગાળી પાછો ગામ તરફ ઘોડેસ્વાર થઇ આવવા લાગ્યો. તળાવથી બેએક માઇલ જેટલો પંથ કાપ્યા પછી તેણે એક ઝાડની નીચે રસ્તાથી પચીસેક કદમ દુર ચાર પાંચ ઘોડા બાંધેલા જોયા અને કંઇ માણસોની ગરબડ થતી હોય એમ માલમ પડયું. એટલે સ્વાભાવીક તે તરફ પોતાનો ઘોડો તેણે હંકાર્યો. ત્યાં જઇ જોયું તો પાંચેક મનુષ્યો પાણી પાણી કરતા ટાંગા ઘસતા હતા. એ લોકોનો સામાન ઘોડાની આજુબાજુ વેરવીખેર સ્થિતિમાં પડયો હતો ત્યાં જઇ મહમદે પુછયૂં કે શું છે? એટલે એક માણસે મુશ્કેલીથી ટુંકો ઉત્તર આપ્યો, પા...ણી...પા...ણી....એટલે મહંમદ તરત સમજી ગયો કે આ લોકો પાણી વગર તરફડે છે. એટલે તેણે પાછો ઘોડો પેલા તળાવ તરફ પુરપાટ દોડાવી મુકયો. પાંચ દશ મીનીટમાં તો તે તળાવ આગળ આવી પહોંચ્યો. ઘોડા ઉપરથી નીચે ઉતરી પાણીનો ખોબો ભરી પાળ ઉપર છીટો કર્યો કે તરતજ તળાવની પાળમાં ફાંટ પડી અને પાણી બહાર વહેવા લાગ્યું એટલે પોતે ઘોડેસ્વાર થઇને પેલા મુસાફરો તરફ પોતાનો ઘોડો દોડાવી મુકયો. પાણી પણ ઘોડાના જેટલા વેગથી આવતું હતું. પેલા

મુસાફરો પાસે આવી બોલ્યો કે ભાઇઓ હું ગામ સુધી પહોંચું એટલો વખત થોભી જઈ પછી પાણી પીશો એમ કહી ગામ તરફ ફરી પાછો પોતાના ઘોડાને દોડાવવા લાગ્યો. પણ પેલા મુસાફરો એટલી ધીરજ રાખી શકયા નહિ અને એકદમ પાણી પીવા મંડી ગયા. મહંમદે થોડે દુર જઇ જોયું તો પાણી પાછળ આવતું નજરે પડયું નહિ એટલે તરતજ પાછો વળી પેલા મુસાફરો પાસે આવી પહોંચ્યો અને ઘોડા ઉપરથી નીચે ઉતરી એક બીછાવેલ ચાદર ઉપર આવી બેઠો અને બોલ્યો કે ભલા માણુસ એટલી પણ ધીરજ ન રહી ?

મુસાફર ૧-ધીરજ રાખતાં જીવ જાય તેમ હતું.

મહમદ-તમે તમારો સ્વાર્થ સાધ્યો પણ બીજાનો લાભ જોયો નહિ.

મુસાફર ૧-તમો પાણી તો હમારા માટે લાવ્યા હતા એમાં બીજાનો લાભ શું હતો ?

મહંમદ-મારે ગામના ઝાંપા સુધી આ પાણી લઇ જવું હતું પરંતુ તમે હાથ બોળ્યા એટલે પાણી આગળ વધતું અટકી ગયું.

આ ચમત્કાર જોઇ પેલા પાંચે મુસાફરો તો દીંગ થઇ ગયા હતા અને મહંમદ તરફ આશ્ચર્ય ભરી નજરે જોઇ રહ્યા હતા. કેમ જાણે કોઇ મોટો ચમત્કારી માણુસ ન હોય ? તેઓ પોતાના જીવન રક્ષક તરફ જોઇ ગળગળા થઇ બોલ્યા કે આ મહાપુરૂષ હમારા ગુન્હા માફ કરશો.

મહંમદ-હશે. ગામ લોકોના ભાગ્યમાં એ સુખ નહિ હોય.

મુસાફર—કેમ હવે એ પાણી આગળ નહિ જઇ શકે?

મહંમદ—નહિ. હવે એ આગળ નહિ વધે. (અને મુસાફરો તરફ જોઇ કહેવા લાગ્યો કે) આપ મહારાયો કયી તરફથી અત્રે આવી ચઢ્યા છો?

મુસાફર—હમો પરમ દીવસે અમે અમારી દુકાનનો ખુટતો માલ લેવા જુનાગઢ ગયેલા હતા. કાલે રાત્રે દશ વાગ્યાના સુમારે અમારા ઘર તરફ આવવા નીકળેલા પણ રાતે રસ્તો ભુલી જવાથી જંગલમાં રખડી રખડીને થાકી ગયા પરંતુ રસ્તો મળ્યો નહિ. છેક સવાર થતાં સુધી કાંઇ પણ રસ્તો દેખાયો નહિ એટલે અમો ડુંગરના ટોચની નીશાની રાખી આડે રસ્તે જતા હતા. આખી રાત અને દીવસ રખડવાથી તરસ સખત લાગી હતી. અહીં સુધી આવતાં હમારા હોશ ઠેકાણે રહ્યા નહિ એ પછી આપ આવ્યા અને હમોને જીવતદાન આપ્યું. આ મુસાફરો નહિ પણ એક દુરના ગામડાના વેપારીઓ હતા. પછીથી એ લોકો ભાથું છોડી ખાવા માટે મહંમદને આગ્રહ કરવા લાગ્યા. પણ મહંમદે કહ્યું કે હું જમીને આવેલો છું. અને મારૂં ગામ પણ નજીક છે એટલે ત્યાંજ જમીશ તમે તમારે આનંદથી સાથે જમો. બહુ બહુ આગ્રહ કરવા છતાં પણ મહંમદ એકનો બે થયો નહિ એટલે તેઓ નિરાશ થઇ જમવા બેઠા. જમી રહ્યા પછી પાછું એજ પાણી પીધું અને મોઢું હાથ ધોઇ ઝાડ નીચે આવી બેઠા.

મહંમદ—હવે હું રજા લઇશ.

વેપારી-નહિ, નહિ જરા વાર તો બેસો.

મહંમદ-ઘેર મોડું થવાથી રાહ જોતા હશે.

વેપારી-આપ ક્યાં રહો છો ?

મહંમદ-હું તો ફરતો રામ છું. મ્હારો એક મિત્ર સામે દેખાતા ગામમાં રહે છે તેને મળવા આવ્યો હતો. અને ફરવા માટે આ તરફ નીકળી આવ્યો હતો.

વેપારી-આપનું પવિત્ર નામ જણાવશો ?

મહંમદ-મને લોકો મહંમદ શેલના નામે ઓળખે છે ?

વેપારી-કૃપા કરી હમારાં ઘર પાવન કરવાની તસ્દી લેશો ?

મહંમદ-હાલમાં તો નહિ પણ ઇશ્વરકૃપા હશે તો ફરી મળીશું એમ કહી મહંમદ ઘોડેસ્વાર થઇ ગામ તરફ વળ્યો, અને પેલા વ્હેપારીઓ પોતપોતાનાં ઘોડાઓ ઉપર સામાન લાદી સ્વાર થઇ મહંમદની વાહવાહ બોલતા પોતાના ગામ તરફ રસ્તે પડયા.

## પ્રકરણ ૧૧ મું.

આબુના પહાડ આજુબાજુના મુલકમાં આ વરસે સર્વત્ર સુકું સુકું જણાતું હતું. ખેતરો પણ વાવેતર વગર ઉજજડ દેખાતાં હતાં. પાણીનું નામ નીશાન પણ કોઇ ઠેકાણે માલુમ પડતું ન હતું. જમીનનો ખેડાણ ભાગ જયા ચોવાસે કલાક માણસની વસ્તી હોય હોય ને હોય તે ભાગ પણ વસ્તી વગરનો દેખાતો હતો. જંગલ પણ પશુ પક્ષી વગરના ભાસતાં હતાં. અને આજુબાજુ દશ દશ ગાઉ સુધી રેલ્વે સાધન ન હોવાથી

આ મુલક વધુ ભયંકર દેખાતો હતો. સવારના દશ સાડા-દશનો સુમાર હતો આ વખતે એક મુસાફર પોતાનો ઘોડો ધીરે ધીરે એક ગામ તરફ ચલાવી રહ્યો હતો. તડકો ઘોમ તપી રહ્યો હતો. ગામ હજી દૂર હતું. ઘોડું ઘણી લાંબી મજલ કાપવાથી થાકી ગયું હતું. કોઇ જગ્યાએ પાણીનું સ્થળ દેખાતું ન હતું. આખરે દડમજલ દડમજલ કરતાં એક ગામના ભાગોળે આવેલા કુવા આગળ આવી ઘોડા ઉભો રાખ્યો અને નીચે ઉતરી પાણી પીવા માટે કુવાના કાંઠે ગયો. બેચાર બૈરાંઓ કુવા પર પાણી ભરતાં હતાં ત્યાં જઇ તેણે પાણી માંગ્યું એટલે એક ભલી બાઇએ તેને પાણી પાયું. એ પાણી ડહોળા જેવું લાગતું હતું પણ તરસ છીપાવવા માટે અને કમને પીધું અને પાણી ભરનાર બૈરાં-ઓના ચાલ્યા ગયા બાદ તેણે કુવામાં નજર કરી તો પાણી બહુજ ઉંડું છેક પાતાળમાં હોય તેમ દેખાયું. મહમદ વીચાર કરવા લાગ્યો કે ઓહોહો કુદરત? આતે તારો શો કોપ છે થોડી વાર વિસામો લઇ ગામમાં દાખલ થયો થોડે દૂર જતાં તેને એક માણસ સામો મળ્યો અને તે એને જોતાંજ બોલી ઉઠયો, ઓહોહો મહંમદભાઇ કંઇ ઘણાજ લાંબા સમયે હમારા ઉપર આપની મહેરબાની થઇ કે આ તરફ નીકળી આવ્યા. ઘણું સારૂ કર્યું. ચાલો ચાલો ઘેર ચાલો એમ કહી પેલો માણસ આગળ થયો એટલે મહંમદ તેની પાછળ પાછળ જવા લાગ્યો. પેલા માણસનું ઘર આવતાં તે ઉભો રહ્યો. એટલે મહંમદ છેલ પણ ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો કે પેલા

માણસે ઘોડાને દોરી તબેલામાં બાંધી દીધો. અને ચારો નીચો પછી ખાટલો પાથરી તે ઉપર એક ગોદડું બીછાવી બન્ને જણ તે ઉપર બેઠા. આ વખતે જમવાનો ટાઇમ થઇ ગયો હતો. ઘરમાંથી જમવા માટે બોલાવ્યા એટલે પેલા માણસે મહંમદને જમવાનું કહ્યું પણ મહંમદે ના કહી પણ તે માણસે ઘણોજ આગ્રહ કરી પોતાના દીકરાના સમ દીધા એટલે મહંમદને નીરૂપાયે જમવાની ફરજ પડી. બન્ને જણા હાથ મોં ધોઇ જમવા બેઠા. જમીને પણી પીતી વખતે પણ મહંમદ પાણી જોઇ જરા ખંચકાયો. પણ શરમનો માર્યો પી ગયો. જમ્યા પછી પાછા બહાર આવી ખાટલા ઉપર બેઠા. આ વખતે તે મીત્રના નીશાળે ગયેલા છોકરા આવી પહોંચ્યા, અને ઘરમાં જઈને પાટલા ઉપર બેસી ખાવા માંગ્યું મહંમદ અચાનક આવી ચઢેલો હોવાથી રાંધેલુ સર્વ ખલાસ થઇ ગયું હતુ છોકરા ખાવાને માટે બુમાબુમ કરી રહ્યા હતા અને કહેતા હતા કે અમને મોડું થશે તો માસ્તર મારશે. અં...અં... અં...અં....એમ કહી બરાડા પાડતા હતા. એટલે પેલો મિત્ર ઘરમાં ગયો અને ત્યાં જઇ પુછ્યું કે શું છે ? એટલે તેની સ્ત્રીએ કહ્યું કે અનાજ બીલકુલ ઘરમાં નથી. માટે તમો બજારમાં જઇ તૈયાર લોટ લઇ આવો તો છોકરાઓને રાંધી આપું. આ સંવાદ અક્ષરે અક્ષર મહંમદ કાન દઇ સાંભળી રહ્યો હતો. તેનો મિત્ર જેવો બહાર નીકળ્યો કે તેણે તેનો હાથ પકડી ઉભો રાખ્યો અને કહેવા લાગ્યો કે કયાં જાવ છો, મિત્ર ? મિત્રનું મુખ આ શબ્દ સાંભળતાં સીવાઈ ગયું. શું

જવાબ આપવો તેની તેને સમજ પડી નહિ. એટલે ચૂપચાપ ઉભો રહ્યો. આ જોઇ મહંમદ કહેવા લાગ્યો કે બીરાદર, મારાથી શા માટે છુપાવે છે? હું સઘળું જાણી ગયો છું એટલે પેલો મિત્ર કહેવા લાગ્યો કે શું કહું દોસ્ત, આ વરસે દુકાળ પડેલો હોવાથી એક એક ટંક જેટલું લાવી ખાવું પડે છે. કાંઇ હરકત નહિ કહી મહંમદ ઉઠયો અને તેનો હાથ પકડી ઘરમાં લઇ ગયો. ઘરમાં જઇ શાંધેલા અનાજવાળા વાસણ ઉપર ખીસ્સામાંથી રૂમાલ કાઢી ઢાંકી દીધો અને બે મીનીટ બાદ રૂમાલ ઉંચકી લીધો એટલે તે વાસણ કંસારથી આખુ ખીચોખીચ ભરાયલું જોવામાં આવ્યું. આ દેખાવ જોઇ બન્ને છોકરા બુમ પાડી ઉઠયા—મા મને કંસાર મા મને કંસાર કહી નાચવા કુદવા લાગી ગયા અને બંને જણ બહાર આવી બેઠા. પેલા છોકરાઓ જમીને ખુશી થતા થતા નીશાળે ગયા. આ દેખાવ જોઇ તેનો મીત્ર અને તેની સ્ત્રી તો જાણે કોઇ સ્વપ્નુ જોઇ રહ્યા હોઇ તેમ ભાસતું હતું. થોડીવાર ઘર તીધરની વાતો કરતા કરતા ઉંઘી ગયા. આસરે પાંચેક વાગ્યાના સુમારે પેલા મીત્રે જાગ્રત થઇ મહંમદને જગાડયો અને પાણીનો લોટો લાવી હાજર કર્યો. આ વખતે પણ પાણી ડહોળુ હતું એટલે મહંમદે ખાલી હાથ ધોઇ ભીનો હાથ મોઢા ઉપર ફેરવી રૂમાલથી મોઢું લુછી નાંખ્યુ અને મીત્રને કહેવા લાગ્યો કે અરે દોસ્ત, આ પાણી ડહોળુ કેમ છે? બે ત્રણ વખત મારી પાસે તમો પાણી લઇ આવ્યા તે ડહોળું હતુ. શું તમો એવું પાણી પીઓ છો?

મીત્ર—અરે ભાઇ મેં તમોને કહ્યું તે પ્રમાણે દુકાળ હોવાથી કુવામાં પાણી બીલકુલ નથી. ઘણીજ મુશીબતે પાણીમાં ઘડો બુડે છે અને પાણી ભરનાર વધુ હોવાના કારણે પાણી ડહોળું ને ડહોળુંજ રહે છે.

મહંમદ—એ તો મોટી મુશીબત કહેવાય?

મીત્ર—એથી વધારે મોટી મુશીબત એ છે કે અહીંના કુવાઓ પચાસ પચાસ હાથથી પણ ઉંડા ખોદેલા હોય છે. કારણ કે એક તો મારવાડની સરહદ અને બીજો દુકાળ એટલે પાણી ખેંચતાં પણ દમ નીકળી જાય છે.

મહંમદ—ત્યારે કુવા જરા વધારે ઉંડા ખોદાવો તો શું.

મીત્ર—અરે ભાઇ ખોદાવવાની ક્યાં વાત કરો છો આવા દુકાળમાં કોણ પૈસા ખરચે? એ વાત બને તેવી નથી.

મહંમદ—સારૂં પાણી મેળવવા બધી કોશીષ કરવી જોઇએ.

મીત્ર—પણ ભાઇ એક વેંત કુવો ઉંડો ખોદવા માટે રૂપીઆ દશ જોઇએ એટલે ઓછામાં ઓછા રૂપીઆ બસો જોઇએ ને આવા વખતમાં બસો પાઇ પણ મળવી મુશ્કેલ છે તો પછી રૂપીયાની ક્યાં વાત!

મહંમદ—હસે જેવાં તમારાં નશીબ!

મિત્ર—એ તો છેજ ને!

મહંમદ—અરે દોસ્ત નીરાશ થવાની જરૂર નથી આપણે એ માટે કોશીષ કરવી જોઇએ "મનુષ્ય યત્ન અને ઇશ્વરકૃપા" પછી તો થાય યા ન થાય તે માલીકના હાથમાં છે એમ કહી પોતે ઉઠો થયો. પેલો મિત્ર કંઇ કહેવા જતો હતો. પણ

મહંમદ વચ્ચેજ બોલ્યો–બસ ચાલો મારે કુવો જોવો છે માટે મારી સાથે આવો. એમ કહી તે આગળ થયો એટલે તેનો મિત્ર પણ તેની સાથે જોડાયો અને ગામની ભાગોળે કુવા ઉપર આવી પહોંચ્યા. આ વખતે કુવા ઉપર બળદને પાણી પાવા માટે કોસ ચાલતો હતો. એક વખતે કોસમાં એક ઘડાના આસરે ડહોળું પાણી આવતું હતું. આ દેખી મહંમદ ખુસી ખુસી થઇ ગયો અને કપડાં ઉતારી કોસ હાંકનારને કહેવા લાગ્યો કે મારે કુવામાં ઉતરવું છે. માટે તું સંભાળીને કોસ હાંક. જે કોસ હાંકનારે હા કહેવાથી તે કોસમાં બેસી કુવામાં ઉતર્યો અને છેક તળીયે જઇ કોસમાં ઉભા ઉભાજ તેણે ખોબો ભરી પાણી લીધું અને કોસ હાંકવાનું કહ્યું. કોસની પાછળ પાછળ પાણી પણ ચઢતું હતું તેણે અરધા રસ્તે આવી એ પાણી મુકી દીધું એટલે પાણી ઉપર ચઢતું અટકી પડ્યું. પોતે બહાર આવ્યો એટલે કોસ વાળાએ ફરીથી કોસ કુવામાં નાખ્યો. અડધે પણ કોસ પહોંચ્યો નહીં હોય કે કોસ પાણીથી ભરાઇ ગયો. આ ચમત્કાર જોઇ કોસવાળો અજાયબ થતો અને નવાઇ પામતો ચીસ પાડી ઉઠયો. એ કુવામાં પાણી વધ્યું અને કોસ સપાટાબંધ હાંકવા લાગ્યો. આ ભાઇ જો અંદર ન ઉતર્યો હોત તો પાણી કદી પણ વધત નહિ એમ મોટેથી બુમો પાડવા લાગ્યો એટલે જતા આવતા માણસો ત્યાં એ સાંભળીને એકત્ર થઇ ગયા. તેમણે જોયું તો ખરેજ કુવો અડધા ઉપર ભરાઇ ગયો હતો સારા વર્ષમાં પણ આટલું

પાણી આ કુવામાં રહેતું ન હતું એટલે "મહાપુરૂષકી જૈ! મહાપુરૂષકી જૈ! એમ બોલતા બોલતા મહંમદ પાસે દોડી આવ્યા અને મહંમદને અધ્ધર ઉંચકી જૈ બોલાવતા બોલાવતા ગામ વચ્ચે લઇ આવ્યા અને જોસથી જૈ બોલાવવા લાગ્યા.

## પ્રકરણ ૧૨ મું

રાજકોટથી અમદાવાદ જતી ગાડી વાંકાનેર સ્ટેશન ઉપર આવી ઉભી રહી એટલે બે જણા સારો અને સભ્ય પોષાક પહેરેલા એક થર્ડ કલાસના ડબ્બામાં દાખલ થયા. એ ડબ્બામાં એક બીજો માણસ બેઠેલો હતો તે બીજો કોઇ નહિ પણ મહંમદ પોતેજ હતો. અને રાજકોટથી અમદાવાદ જતો હતો. તેની બાજુમાંજ આ બન્ને માણસોએ આવીને જગ્યા લીધી, ગાડીએ વાંકાનેર સ્ટેશન છોડયા પછી એક માણસ બીજાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે એ વળગાડ બાઇને કેટલા વખતથી વળગેલું છે?

બીજો–આસરે ચારેક વર્ષ થયાં.

પહેલો–દીવસમાં કેટલી વખત આવે છે?

બીજો–એનો કંઇ નીયમ નથી, કોઇ દીવસે એક વખત તો કોઇ દીવસે દશ વખત એમ આવ્યાજ કરે છે. કોઇપણ દીવસ ખાલી જતો નથી. અમને તો હેરાન પરેશાન બનાવી મુકયાં છે. મારી બધી ઇજ્જત આબરૂ ધુળધાણી થઇ ગઇ છે. અને બીજું દુઃખ તો એ છે કે જયારે જયારે વળગાડ આવે છે ત્યારે મારે ઘેર જેમ નાટકનો ખેલ થતો હોય એવી રીતે તે જોવાને માટે લોકોના ટોળાં ઉભરાય છે આથી

હું તો કંટાળી ગયો
જતું નથી.

પહેલો—એ તમારૂં સ

બીજો—મને તો હવે ક

કારણકે તમારા જેવા હજારો ભુ
ધુળ ચાટતા થઇ નાશી ગયા છે તે ર

પહેલો—શેઠજી નીરાશ થવાનું હવે કંઇ કારણ નથી. એ સર્વ ખીચડી ખાઉ ભુવાઓ હશે; હું એવો નથી.

બીજો—હું તો એવું દરેકને મોઢે સાંભળતો આવ્યો છું. અને મેં એની પાછળ હજારો રૂપીયા બરબાદ કર્યા પણ કાંઈ વળ્યું નહિ. ઉલટું દિવસે દિવસે વધતું જાય છે.

પહેલો—હું જોઉ છું કે એ કેમ મટતું નથી. આ એક વખત તમો શાન્તિ રાખો.

બીજો—હા. મારી પણ આ છેલ્લીજ મહેનત છે. હવે તો હમો એ દીકરી મરી જાય એમ પરમેશ્વર પાસે પ્રાર્થના કરીએ છીએ કારણ કે આ દુઃખથી છુટે. આવી રીતે વાતો કરી રહ્યા હતા. જેને પહેલો કહી ઉદેશી ઓળખાવેલ છે તે એક ભુવો હતો. અને બીજો મોરબીનો એક ધનાઢ્ય વહેપારી હતો. તેની એકની એક વીશ વરસની છોકરીને આ ભુત વળગેલું હતું. આ સર્વ વાતચીત મહંમદ એક ચીતે સાંભળી રહ્યો હતો, તેને પણ આ કૌતુક જોવાનું મન થયું અને મોરબી સ્ટેશન આવતાં પેલા બન્ને ઉતર્યા તેની પાછળ તે લોકો ન જાણે તેમ તે પણ ઉતરી તેમનો પીછો

જુએ છે તો ફળી-
... થયેલું જોવામાં આવ્યું
... જઈ ખાટલા ઉપર ઉઘાડે
...ખી બતાવી એટલે ભુવાએ
ને બાઇ સામે નાચો બેઠો. આ જોઈ
તેમજ માથાના બાલ વીખેરી નાખી
ધુણવા ... જોઈ ભુવાએ કહ્યું કે થોડો અગ્નિ આપો
એટલે શેઠે ઘરમાં સળગતા લાકડાં ભુવા આગળ હાજર કર્યાં
ભુવાએ થોડા અડદ અને તેલ મંગાવ્યું એટલે તે પણ
હાજર કર્યું. થોડા અડદના દાણાં લઈ તેલમાં બોળી અગ્નિ
ઉપર નાખ્યા એટલે બાઇ જોસથી ખાઉં ખાઉંની બુમો
પાડવા લાગી.

ભુવો- તું કોણ છે? અને શા માટે વળગી છે?

બાઇ- તારો કાળ છું? અને તારા જેવાનું લોહી પીવા
વળગી છું.

ભુવો- અરે તને હમણાં ચપટીમાં મસળી નાખું છું.

બાઇ-તારા જેવા ચપટીમાં મસળવાવાળા હજારો મારા
હાથનો માર ખાઇ ખાઇ નાશી ગયા છે.

ભુવો-ઠીક છે. જોઉં છું. એમ કહી થોડાં સુકાં
મરચાંનો ભુકો મંગાવી અગ્નિ ઉપર નાખી ધુમાડો કર્યો.
એટલે પેલી બાઇ એકદમ ગુસ્સે થઇને ઉઠી અને જોસથી
એક તમાચો પેલા ભુવાને ચોઢી કાઢયો એટલે ભુવો બેશુદ્ધ
થઇ ગયો આ વખતે મહંમદ ધીરે ધીરે જાગ્યા કરી

બધાની આગળ આવી ઉભો
ખાટલા ઉપર ન બેસતા
જોઇને લોકો હસવા લાગ્યા શેઠ
થતુ હતુ કે ધરતી માર્ગ
આ દ્રશ્ય જોઇ મહમદે શે
કરશો? શેઠે કહ્યું શું? મહમ
ગાડ હું કહું પણ એક શરતે શેઠે કહ્યુ

તમારી હજારો શરતો મને મંજુર છે એટલે મહંમદે કહ્યુ કે આમાં બાઇને કોઇ પણ જાતનુ નુકસાન થાય તેનો હું જોખમદાર કે જવાબદાર નહિ. જો આ શરત તમોને મંજુર હોય તો હું પ્રયત્ન કરી જોઇશ. ઇશ્વરકૃપાથી તમારૂં દુઃખ ટળી જશે. શેઠ બોલ્યા–ભલે ઘણી ખુશીથી. આ સાંભળી મહંમદે સર્વ જોનારાઓ તરફ જોઇ કહ્યું કે ભાઇઓ મારી શરત શેઠે કબુલ કરી છે તેના તમો સાક્ષી છો. સર્વ લોકોએ આ કૌતુક જોવાની ઇચ્છાથી હા કહી. એટલે મહંમદે સવાશેર સીસુ મંગાવી ગરમ કર્યું. અને પાંચ દશ માણસોને એ બાઇને મજબુત પકડી રાખવા કહ્યુ એટલે દસબાર માણસોએ એકી સાથે મળીને મહંમદના કહેવા પ્રમાણે સુવાડી મજબુત રીતે પકડી રાખી. મહંમદે ગરમ કરેલું શીશુ તે બાઈના મોઢામાં રેડાવ્યું એટલે બાઇ બુમો પાડવા લાગી કે જાઉ છું, જાઉં છું અને એટલું કહી બેહોશ થઇ ગઇ ત્યારે મહંમદે કહ્યું કે હવે જીવતી જવા નહિ દઉં, એમ લોકોને તે બાઇને છોડી દેવા કહ્યું. તે બાઇને ઉચ

૬

કો ધીરેધીરે વીખરવા લાગ્યા

ગી મહંમદે શેઠને કહ્યું કે તમારે

માણસોને હથીયાર સાથે લઈ બધા

આ રહેવું. ચાર વાગ્યા પછી

નીકળતું હોય તેના ગાડાની

નીકળે તેના તુરતજ ત્યાં બે કડકા

નાખવા પછી તે ગમે તે હોય આટલું કરતાં ચુકી જશો તો તમારી દીકરીનું મોડું જોઇ શકશો નહિ. શેઠે તે માટે તરતજ પાંચ ઓળખીતાઓને બોલાવી આ હકીકત કહી એટલે તેમણે પણ અનુમતી આપી. આ વખતે રાતના બે ત્રણનો સમય થવા આવ્યો હતો. થોડી વારમાં પેલા માણસો પોતપોતાનાં હથીયાર લઇ ત્યાં હાજર થયા એટલે શેઠ મહંમદ, અને પાંચે જણ પેલા ગામના દરવાજા પાસે આ ઉભા રહ્યા. આશરે કલાકેક વીત્યા પછી એક ગાડું છેટે જોવામાં આવ્યું. નજીક આવતાં સાતે જણ તેને ઘેરી વળ અને ગાડાની ઝડતી લેવા લાગ્યા. ગાડામાં પડેલ ઘાસ ભારી છોડતાં અંદર એક બાઇ કોકડું વળી સુતેલી માલ પડી. તરતજ એક માણસે ધારીયાથી તેનું માથું કા નાંખ્યું. પછી મહંમદના કહેવાથી તેનું પેટ ચીરતાં અં નીસ્ર જોવામાં આવ્યું. આ જોઇ સર્વ ચકીત થઇ ગયા અ ને રસ્તે પડયા.

**સમાપ્ત**